નવા ધોરણને અનુસરતી

# ગુજરાતી બીજા ધોરણની નોટ.



જેમાં વાંચનમાળાની બીજી ચોપડીના તેમજ કવિતાના
અર્થ સમજુતી, બોધ, સાર સાથે લેખો, ફ્રાન્ટક,
અક્ષર ડિક્ટેશનના શબ્દો તેમજ ધોરણને
અનુસરીને સૃષ્ટિજ્ઞાનના પાઠો સવાલ
જવાબ રૂપે આપેલા છે


છપાવી પ્રસિદ્ધ કરનાર
વલ્લભદાસ મગનલાલ.
હિંદી ટીચર એમ. વી. હાઇસ્કુલ—સોજીત્રા.
અને
હેમાભાઈ પુરૂષોત્તમદાસ.
નર્સ અને પબ્લીશર્સ અને વ્યાપારી એજન્સીના માલીક.
મુ. પેટલાદ.





આવૃત્તિ ૧ લી. પ્રત ૪૦૦૦.
સંવત ૧૯૭૭. સને ૧૯૨૧.

આ ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં નેહાલાલ દેવશંકર દવેએ
છાપ્યું ખાડીઆ—અમદાવાદ.

કિંમત ૦-૩-૦.

# ગુજરાતી બીજી ચોપડીના અર્થ

## બીજી ચોપડી ભાગ—૧ લો.

### પાઠ ૧ લો. પરમેશ્વરે બધું કર્યું છે.

વટેમાર્ગુ=મુસાફર
ભાકત=સવા
ધર્મશાળા=મુસાફરને ઉતરવાની જગા.
મઘમઘે=સોડે.
પાધર=મેદાન મોટી ખુલ્લી જગા.
ઓસરી=રવેશી
ઘોર=બીક લાગે તેવું
ઝગઝગે=પ્રકાશ આપે
વાસ=સોડ
સરજ્યાં=બનાવ્યાં.
હોશિયાર=સમજાતુ
કળાનું=સમજાતું
પાડ=ઉપકાર
યાદ=શરત.

**બોધઃ**—જે પરમેશ્વરે કોઈનાથી બની શકે નહિ તેવી વસ્તુઓ આપણે માટે બનાવી છે. દા. ત. હવા, અજવાળુ, ચંદ્ર, સૂર્ય વગેરે તેવા દયાળુ ઇશ્વરને આપણે દરરોજ ખરા મનથી સંભારવો જોઇએ.

### પાઠ ૨ જો. સવારનું વર્ણન.

વર્ણન=હકીકત
ભ્રમર=ભમરો
મુજ=મારા
બાળ=બાળક
પંખી=પાંખવાળુ પક્ષી
વા'ણુંવાયુ=સવારથઈ
વીતી=પુરીથઈ
ઝગઝગાટ=ચળકાટ
દીસે=દેખાય
ભાતભાત=જુદાજુદા
પાન=પાંદડાં.
બાંગ=બંદગી.
અંધકાર=અંધારૂં
તાજાં=તરતનાં
કેરૂં=નું
ડોલે=હાલે
કુટડા=રૂપાળા
મધુર=મીઠું
ઝીકું=ઝાંખુ
ઉડીગયું=જતું રહ્યું
જનો=માણસો
ગવૈયા=ગાનાર
ગાન=ગાયન
દાતા=બદલાની આશા વિના આપનાર
દીએ=આપે

તેજ=પ્રકાશ.
રૂડું=સારૂં.
ગુંગું=ગણગણાટ.
નહિ ભૂલ=ભુલ્ય વગરનું.
ધ્યાન=મન.
મુલ્લાં=મસીદમાં રહેનારો ફકીર.
ઉદય=ઉગવું.

તણો=નો.
પત્રખોલે=પાંખડી ખોલે.
પંખેરૂ=પક્ષીઓ.
તૂણ=પાક.
વીરા=ભાઇ.
મગન=રાજી.
કાળું થયું=ઝાંખુ થયું.

ખુણાખાંચા=સંતાવા-ની જગા.
ધરે=કરે.
ઉમંગી=હોંશીલા.
વેલી=વેલા.
માત=મા.
તાત=બાપ.

(૧) મારા વહાલા બાળકો જાગો પંખીઓ વનમાં બોલી રહ્યાં છે. રાત પુરી થઇ ગઇ છે અને સવાર થયું છે વળી પૂર્વ દિશામાં સૂર્ય પ્રકાશમાન થયો છે; જુદી જુદી જાતના રંગો દેખાય છે અને ઝાડનાં પાંદડાં હાલી રહ્યાં છે. માટે ,મારા વહાલા બાળકો ઉંઘ તજી જાગો.

(૨) મરઘડાં કુકડેકુક બોલે છે, કાગડા કાકા કરી રહ્યા છે; વળી સુંદર મેના, પોપટ, મોર મીઠું મીઠું બોલે છે.

(૩) ચંદ્રનું તેજ સૂર્યના પ્રકાશવાથી ઝાખું થયું છે, અને તારાનુતેજ તો દેખાતુંજ નથી; વળી ચોર લોકો સવાર થવાથી પકડાવવાની બીકે ખુણાખાંચામાં સંતાવા લાગ્યા છે.

(૪) ભગત લોકો ઇશ્વરના ગુણો સંભારી રહ્યા છે, ગાયન કરનારાઓ ગાઇ રહ્યા છે વળી દાતાર લોકો સારાં દાન આપે છે, અને મસીદમાં રહેનાર ફકીર મોટે અવાજે ખુદાને સંભારે છે.

(૫) સુરજ ઉગ્યો અને તેથી રાતનું અંધારૂં જતું રહ્યું છે,

ભમરાઓ ગણુગણાટ કરી રહ્યા છે; વળી કમળની પાંખડીઓ ખીલવા લાગી છે.

(૬) દિવસ થતો જાય છે તેમ તેમ માણસો ઉમંગથી કામ કરે છે વળી પંખીઓ આકાશમાં દોડે છે (ઉડે છે) અને ઢોર ખોરાકની શોધમાં ફરે છે.

(૭) ઝાડ; વેલા, ફળ, ફુલ ધીમે ધીમે ખીલે છે, એ નક્કી છે (એમાં ચૂક આવતી નથી) વળી પક્ષીઓનાં ટોળાં તાજા દૂધવાળા દાણા ખાવા ઉડે છે.

(૮) મા પોતાના દીકરાને (ઉપર, પ્રમાણે સવારનું વર્ણન સંભળાવી) કહે છે કે હો ભાઈ ઉમંગથી ઉઠો અને પરમેશ્વરનું નામ લેઇ ઉઠો અને મન રાખી પાઠ કરો.

## પાઠ ૩ જો. વરસની ઋતુ અને મહીના.

| | | |
|---|---|---|
| ઋતુ=રત. | લેખે=હિસાબે. | પર્વ=તહેવાર. |
| વસ્ત્ર=કપડાં. | ખીલે છે=ફુલે છે. | દાદા=બાપનો બાપ. |

સારઃ—વર્ષની મુખ્ય ઋતુ ત્રણ છે. ૧ શિયાળો, ૨ ઉનાળો ૩, ચોમાસુ.

૧ શિયાળામાં ટાઢ ૨ ઉનાળામાં તાપ. ૨ ચોમાસામાં વરસાદ હોય છે.

૧ શિયાળામાં કારતક, માગશર, પોસ, મહા. ૨ ઉનાળામાં ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ ૩ ચોમાસામાં અસાડ, શ્રાવણ, ભાદરવો, આસો એ પ્રમાણે મહિનાઓ આવે છે.

૧ શિયાળામાં ઉત્તરાયણ, ૨ ઉનાળામાં હોળી, ૩ ચોમાસામાં બળેવ, દશેરા, દીવાળી એ મુખ્ય તહેવારો આવે છે,

## પાઠ ૪ થો મેળો.

| | | |
|---|---|---|
| વિખુટા=છૂટા. | લક્કડ=લાકડું. | સરૈયા=સુગંધીદાર. |
| સુખડીઆ=કંદોઇ. | બહેક બહેક=મઘમઘે. | તેલ વેચનાર. |
| ખડકેલી=ગોઠવેલી. | આરસા=મોં જોવાના | દ્રાક્ષ=દરાખ. |
| ખરાદી=લાકડાંને. | તકતા, આયના. | |
| ઊતારી ચીજો બ- | ચોગાન=ખુલ્લી જગા. | |
| નાવનાર. | પુષ્કળ=ઘણાં. | |

બોધઃ—મેળો ભરાય તો કારીગરોને નવી ચીજો બનાવવાની હોંશ થાય, અને તેમાં જવાથી નવી નવી વસ્તુઓ, જાતજાતના લોકો, પહેરવેશ, ભાષા, રીતરિવાજ, જોવા જાણવાનું મળે છે.

## પાઠ ૫ મો નઠારી સોબત.

| | | |
|---|---|---|
| મઝા=ગમત. | દોસ્ત=ભાઇબંધ. | પ્રેમ=હેત. |
| શેખી=બડાઇ. | સજજડ=જોરથી. | ઠામ=ઠેકાણું. |
| ખાસાં=સારાં. | લપડાકો=ધોલો. | બુરે=નઠારે. |
| રંગ=અસર. | સંગ=સોબત. | મેતાના=માસ્તરના. |
| રૂડે=સારે. | પેસે=આવે. | ઠરશે=મઝામાં બેસશે. |

બોધઃ—જેવી સોબત તેવી અસર દા. ત. ડાહ્યો સારો છોકરો હતો છતાં ઘેલા તથા ગાંડા જેવા નઠારા છોકરાની સોબતમાં રહેવાથી નઠારા છોકરામાં ખપી માર ખાધો એ સોબતનું ફળ.

(૧) જેને જેવી સોબત હોય છે તેને તેવીજ અસર થાય છે.

(૨) જેને જેવી સોબત હોય છે તેનો મોહપણ તેવોજ હોય છે.

(૩) જેને જેવી સોબત તેવાં તે કામ કરે છે. (અર્થાત્ કામપરથી તેને કેવી સોબત છે તે સમજાશે)

(૪) જેને જેવી સોબત તે તેવેજ ઠેકાણે બેશી ખુશી થાય છે.

(૫) સારી સોબતથી સારા થાય છે અને નઠારી સોબતથી નઠારા થાય છે.

(૬) સારા મહેતાજીની સોબતથી નશીબદાર છોકરાં વિદ્યા ભણે છે.

## પાઠ ૬ ઠો રખડેલ લાલચંદ.

| | | |
|---|---|---|
| રખડેલ=ફરેલ. | ઓવારણાં=દુઃખ. | સોબત=ભાઇબંધી. |
| વયે=ઉમરે. | ફોઇ પગલું=નાના બાળકને ફોઇએ આપેલું પગલું. | ઇલાજ=રસ્તો.ઉપાય. |
| હરખનો=આનંદનો. | કુટેવ=નઠારી ટેવ. | અટકચાળાં=અડપલાં. |
| પાર=છેડો. | પોળમાં=શેરીમાં. | વંઠી=બગડી. |
| વધાઇ=આનંદની વાત. | | બહાને=કારણે. |
| | | મસ્તીમાં=તોફાનમાં. |
| ભંમર=ચકરી. | ખદખદતો=ઘણો ઉનો. | વલે=દશા. |
| ભેંકડો=રાગડો. | લેપ=નરમ ચોપડવા-દવા. | ખો=ટેવ. |
| હાડવૈદ=ખસેલાં હાડકાં ઠેકાણે લાવનાર વૈદ્ય. | | |

બોધઃ—જે છોકરાં માબાપ ખુશી થાય તે પ્રમાણે વર્તતાં નથી, અને વડીલની શિખામણ સાંભળતાં નથી તેમજ નિશાળના બહાને રખડતા ફરે છે તેમની બુરી દશા થાય છે એટલે ઘણું દુઃખી થાય છે.

## પાઠ ૭ જક્કી ઘેટું.

જક્કી=હઠીલું
લવારાં=બકરાનાં નાનાં બચ્ચાં
ગાડરાં=ઘેટાનાં નાનાં બચ્ચાં
નીરતો=નાખતો
ઓસડવેસડ=દવા
ખાંધે=ખભે
તાજો=તરતનો
ઝોક=જનાવરને વિશ્રામલેવાનો વાડો
વાંસળી=મોંથી આડુ રાખી વગાડવાનું વાજું
પાવા=મોંથી સીધુ રાખી વગાડવાનું વાજું
હુંફમાં=ગરમી થાય તેવું છેક પાસે
જતન=રક્ષણ
ઉચી ગયાં=દૂધ આપતાં બંધ થયાં
સાચવણ=સાચવણી
તકરાર=ટંટો
જાળવતો=સાચવતો
શિકારી પ્રાણી=જે પ્રાણી બીજાં પ્રાણીને મારી ખાયતે
દા.ત.—વાઘ, વરૂ, સિંહ વગેરે
અજાણ્યું=ઓળખાણ વિનાનું
મોજમાં=આનંદમાં
અભાગિઉ=જેનું બગડવાનું હોય તે, કમનસીબ

બોધ—જે માણસ પોતાને સોંપેલુ કામ રાજી થઇ બરાબર કરે છે, અને તેના બદલાની ખાસ આશા રાખતો નથી; વળી બીજાં જીવોપર દયા રાખે છે તે રબારીની માફક સારો ગણાય છે.

## પાઠ ૮ મો જક્કી ઘેટું ભાગ ૨.

કેદ=એકજ જગાએ પડી રહેવું, પરવશ, પારકાને તાબે
ગોંધતો=પૂરતો
ચેન=મઝા
બંધીખાનામાં=કેદખાનામાં
પાધર=ખુલ્લી જગા
ચાંદની=અજવાળી રાત
તરાપ=છલંગ
ખેલવું=રમવું
ઠરેલ=સમજણવાળી, ડાહી; સમજુ
નાદાન=મૂર્ખ
સપડાઇ=પકડાઈ
જક=હઠ
લાગ ફાવ્યો=દાવ મળ્યો
કમોતે=વગર મોતે
બોડ=બખોલ
સટકી ગયું=નાશી ગયું
ઠેકવા=કુદવા
પાદર=પાધર
વગડો=જંગલ
કોતર=બખોલ
વરૂ=કુતરાના જેવું પ્રાણી

બોધ:—બાળકોમાં સારા ખોટાની સમજ જોઇએ તેવી હોતી નથી, અને કેટલાક બાળકોને જક કરી પોતાનું ધાર્યું કરવાની ટેવ હોય છે; વડીલનું કહ્યું માનતાં નથી. તેમની દશા આ જક્કી ઘેટા જેવી થાય છે.

## પાઠ ૯ મો રિસાળ છોકરો.

| | | |
|---|---|---|
| આગ્રે=જવહલે | જમણ=જમવાનું | વેદના=દુઃખ |
| આડોશી પાડો-શી=નજીક રહેનાર | ચીસ=બુમ | મુદ્દલ=જરાએ |
| બને=ફાવે | રોવાની=રડવાની | ચેન=મઝા |
| ભાઇભાંડુ=ભાઇ, બહેન વગેરે | ટેવ=રીત, ખો. | પસ્તાયો=દુઃખી થવાથી વિચારમાં પડવું |
| છેડોજ=અંત, પાર | ઢોંગ=ચાળા | |
| | તપાસી જોયું=ખાત્રી કરી | |

બોધ:—જે છોકરાં ધારેલી વસ્તુ નહિ મળવાથી રિસાય છે તેમની રીસ કેટલીક વખત તેમનેજ દુઃખ આપે છે. નઠારાં ગણી કોઇ તેમને બોલાવતું નથી; તેમનું રોવું ઢોંગમાં ગણાય છે.

સાર:—ઘઉં, ઘીના મીઠા પદાર્થો પચવામાં ભારે તેથી માંદા પડાય છે; માટે જેમ બને તેમ થોડા ખાવા કે જેથી માંદુ પડાય નહિ.

## પાઠ ૧૦ મો ફરી ફરીને કામ કરવા વિષે.

| | | |
|---|---|---|
| ફરીફરીને=વખતો વખત | વણતૂટેલે=તૂટયા વગરનો | તજી=છોડી દેઈ |
| યત્ન=મહેનત | તાંતણે=તારે | હોંસથી=ઉમંગથી |
| જાળ=જાળુ | હેઠે=નીચે | હિંમત રાખી=ધીરજ રાખી |
| ભોંય=જમીન | ઘાટ=લાગ | ખંતથી=ચીવટથી |
| ગભરાય=અકળાય | શરૂ કરી=કરવા માંડી | ભીડયો=બાઝયો મંડયો |
| ફાવ્યો=ફળીભૂત થયો | માટ=માટે | નિર્ધાર=નક્કી |
| વણમોતે=વગર મોતે | કો=કોઇપણ | અનંત=ઘણા |
| આળસ=એદીપણું | ચગદાઇ=દબાઈ | પામે=મેળવે |

(૧) જુઓ! આ કરોળીઓ પોતાને રહેવાનું જાળુ (ઘર) કરતાં ભોંય પડી જવાથી ગભરાય છે. અને તૂટયા શિવાયના તાર ઉપર ચઢવા જાય છે.

(૨) (તાંતણા) ઉપર ચઢવા માટે તેણે મહેનત કરવા માંડી છે; પણ કોઇ રીતે ન ફાવ્યો અને પાછો હેઠે પડયો છે.

(૩) એ રીતે બે ત્રણચાર વારે ઘડીએ ચઢતાં નીચે ભોંયપર પડયો અને ચઢવામાં નથી ફાવતો છતાં પણ ફરી તૈયાર થયો છે.

(૪) આ છઠ્ઠી વખત તે હિંમત રાખીને ઉમંગભેર ચઢયો અને ધીરજ રાખવાથી જાળમાં જઇ પહોંચ્યો દેખાય છે (નક્કી)

(૫) તેણે વારંવાર કાળજીથી કોશિશ કરી ન હોત તો તે વગર મોતે પગતળે ચગદાઈ મરત.

(૬) માણસો જો આ રીતે મનમાં કાળજી રાખી. આળસને તજી દેઇ, મહેનત કરે તો તેપણ (આ કરોળીઆની પેઠે) ઘણો ફાયદો મેળવે.

## પાઠ ૧૨ મો. ચકભિલ્લુ.

| | | |
|---|---|---|
| ચકભિલ્લુ=રમતનું નામ | ખરા જેવું મનાવવું | ઘૂમી=ઝડપથી ફરવું |
| કચ્છ=લંગોટ | ઠરાવ્યા=નક્કી કર્યા | સાથી=સોબતી |
| ભીડી=બાંધી | ગઢ=કિલ્લો | પેંતરા=એકની એક |
| સાથ=જોડ | બન્યા છે=થયા છે | જગાએ ધીમેથી |
| અંતરે=છેટે | હુમલો=હલ્લો | ફરવું. |
| જમણી દોડ ભરી=જ-મણી તરફ દોડી | ચક્કરમાં=ગોળાકારમાં | મેર=તરફ, બાજુ |
| | પૂરજોસથી=પૂરાબળથી | ટપોટપ=ઝટ |
| ભૂલ થાય=ખોટું છતાં | બહાદુરી=હિંમત | |

સાર—નિયમસર કામ કરવું. દા–ત. રમવાની વખતે મહેતાજી રમાડે છે.

બોધ—એકલી મહેનત કરતાં સાથે બુદ્ધિ હોય તો કામમાં જલદી ફતેમંદ થવાય છે.

## પાઠ ૧૨ મો. દૃઢ મનવાળો છોકરો.

દૃઢ=ચોક્સ
છુટ્ટી=રજા
પાદરે=ભાગોળે
ગેડીદડા=દડાને બીજી વસ્તુથી મારવાની રમત
પીતરાઇ ભાઇ=કાકાનો છોકરો
ડગવા દીધું નહિ=ચોક્સ રહ્યો

રંગ જામ્યો છે=મઝા આવી છે
પછીતો ધુળ=પછી નકામું
થોભ=અટક
વચન આપેલું=કહેલું
શી ખાતરી=નક્કી શું ?
લાચાર=દીલગીર ગરીબ

ઝટ=તરત
ઘર સુનું છે=ઘેર કોઇ નથી
દોસ્ત=ભાઇબંદ
યાદ આવે છે=શરત આવે છે
મો ફેરવી=શરમ રાખ્યા વિના
શી પીડા=શી ઉપાધિ

બોધ:—જે છોકરાંઓ લાલચથી ન દોરાતાં મગનની પેઠે બીજાંના લલચાવવા તરફ લક્ષ આપતાં નથી અને વડીલનું કહ્યુંજ માને છે તેનાં બધે વખાણ થાય છે.

## પાઠ ૧૩ મો ભમરો તથા મધમાખી.

સ્વાદે=મીઠાશે
અર્ધું=એકના બે સરખા ભાગ
મધમાખી=મધ કરનારી માખ
ગણગણતી=બોલતી
એકજ કુટુંબનાં=એકજ જાતનાં
છંછેડે=પજવે
ડંખીએ=કરડીએ
ચાહે છે=ઇચ્છે છે

પીઠ=પાછલી બાજુ
ચકચકે=ચળકે
સુંદર=સારો
સંભાળ=તપાસ
સોહામણી=રૂપાળી
ભપકાદાર=રોફવાળા
કશી=જરાએ
ઉલટા=વળી
માલમતા=માલ મિલકત
કરડવું=કાપવું

કોરવું=બાકું પાડવું
દુભવો છો=દુઃખ આપો છો
નુકશાન=બગાડ
સ્વાદે=મીઠાશે
વહાલા=સારા
નડીએ=પજવીએ
ભલું=સારૂં
બુરૂં=નઠારૂં
ઉપયોગમાં=કામમાં

બોધ:—જે છોકરા મધમાખીની પેઠે બીજાના ઉપયોગમાં આવે છે, તે છોકરા બીજાં ભપકાદાર છોકરાં કરતાં ઘણાં વહાલાં લાગે છે કહેવત છે કે "કામ કર્યું તેણે કામણ કર્યું."

## પાઠ ૧૪ મો માટીનાં પુતળાં.

| | | |
|---|---|---|
| મોળાઇ ભાઇ=મામાનો છોકરો | મોજમઝા=આનંદ | હોંસભેર=આનંદથી |
| પુતળાં=રમકડાં | હરખાયો=ખુશી થયો | ગમે તે=ફાવે તે |
| ધાન્ય=અનાજ | તલપી=રાહ જોઇ | પસ્તાયો=દુઃખી થઇ વિચારમાં પડવું |
| અંગેઠી=સગડી | ઉલટભેર=આનંદથી | સાજું=આખું |
| આંખ ટાઢી થઇ=ખુશી થયો | ઘોતલી=છેટી | નકામી=કામવિના |
| | ફુટી ગયું=ભાગી ગયું | |
| | ઠેસ=ઠોકર | |

બોધ:—ઘણી ઉતાવળથી નુકસાન થાય છે. તમે ભૂલનો બદલો બીજાને ન આપો શાથી કે જો કોઇ આપણને તેવો બદલો આપે તો આપણું મન ઘણું નારાજ થાય. સૌને સારૂં ગમે છે. પોતાની ભૂલ સમજેથી સારા થવાય છે.

## પાઠ ૧૫ મો. ભાઈ બેનના સમજી જવા વિષે.

| | | |
|---|---|---|
| ઢીંગલી=છોડીના ધાટનું રમકડું | વેળાસર=વખતસર | સંતાપ=દુઃખ આપ |
| સરી પડયો=ખસી પડયો | ફુટીબદામ=કંઇજ નહિ, છોડાં બદામનાં | હળીમળી=સંપસંપી |
| બરડ=ઝટ ભાગી જાય તેવું | સરસ=સારૂં | શોક=દુઃખ |
| ખેંચતાણ=ખેંચાખેંચ | સહીઅરો=બહેનપણીઓ | લાજ=આબરૂ |
| શણગારવાં=સુંદર બનાવવાં | વિવાહમાં=લગનમાં | ઘટે=ઓછી થાય |
| સદા=હમેશાં | કટ્ટા=સોબત ન કરવી | નિંદે=નિંદા કરે નઠારા કહે |
| | લેશ=લગાર | બળવંતા=બળવાળા |
| | ઝૂટવી=ખુંચાવી | કલેશ=કંકાસ |
| | | કાયર=હેરાન |

અર્થ—હે ! બેન જો આપણે બન્ને જણાં સંપસંપીને રમીએ તો સુખ અને મઝા થાય. જો લડીએ રડીએ તો આબરૂ ઘટે, લોકમાં નિંદા થાય અને મઝા જતી રહે.

(૨) હે ! મારા જોરાવર પરમેશ્વર બાપ. તું અમને સંપ આપ. જેથી ( અમારા ) દિવસો આનંદમાં જાય, અને જરાપણ કંકાસ થાય નહિ.

(૩) જે છોકરાં હળીમળીને રહેતાં હોય અને કોઇ દિવસ માંહો માંહે લડે, રડે નહિ. ખાય, પીવે અને ગાયન ગાતાં ખેલતાં ફરે; તો તેમની મા મનમાં આનંદ પામે છે.

## પાઠ ૧૬ મો. બાળરામચંદ્રજી.

| | | |
|---|---|---|
| દર્પણ=તકતો | ફાંફાં માર્યાં=મહેનત કરી | પાય નથી |
| પૂર્વ=સૂર્યને ઉગવાની દિશા | ગણકાર્યું=માન્યું | ગોદમાં=ખોળામાં |
| તરફ=બાજુ, ભણી | રોણું=રડવાનું | મધુર=સુંદર |
| નાનકડા=નાના | જારી રાખ્યું=ચાલુ રાખ્યું | હાલરડું=ગીત, હાલા |
| ધર્યાં=રાખ્યા | ખીજવાયા=ચીઢવાયા | ધીરા=શાંત |
| ગભરાટ=ફીકર | રડપર ચઢ્યા છે=હઠવા લાગ્યા છે જેને માટે છાના રાખવાનો ઉ- | |
| ભાતભાતનાં=જાતજાતનાં | | |

બોધઃ—માણસનું મન સમજ્યા શિવાય તેને ખુશી કરી શકાતું નથી. અને કરેલી મહેનત નકામી નિવડે છે.

## પાઠ ૧૭ વગર વિચાર્યું ન કરવા વિષે.

વગર વિચાર્યું=વિચાર કર્યા વગર
પરવારી=પુરૂં કરી
ભક્તિ=ભજન, સેવા
ગુજરાન=ખાવાનું મેળવવું
ભાંગીતુટી=તોતડી
જાન=જીવ
ઓછું આવતું=ખેદ થતો
વેળાએવેળાએ=વખતો વખત
આધાર=ભરોસો
આંગણામાં=બારણામાં
મહેર=મહેરબાની
પસ્તાવ=દુઃખી થઇ, વિમાસી
મૂર્ખ=બેવકુફ
ફળ=બદલો
પારણામાં=ઘોડીઆમાં
લોહીઆળું=લોહીવાળું
ગુસ્સો=ક્રોધ
અભાગણી=કમનસીબ
બચાવનાર=રક્ષણ કરનાર

બોધઃ—જે માણસો વિચાર કર્યા વગર કામ કરે છે. તેને પાછળથી પસ્તાવું પડે છે. અને એવાં કામ કરવાથી કેટલાકના કમોતે જીવ જાય છે.

## પાઠ ૧૮ મો. હોશિઆર કુતરો.

હોશિઆર=ચાલાક
સ્ટેશન=આગગાડીને ઉભા રહેવાનું સ્થળ
ગાર્ડ=આગગાડીનો તપાસ રાખનાર
સંદેશો=ખબર
ખોડંગતો=લંગડો
માયાળુ=માયાવાળા
મદદ=સહાય
હુંફાળું=ગરમીવાળું
પરાળ=ઘાસ
છાપું=વર્તમાનપત્ર
પસંદ=ગોઠતી
નીમેલે=નક્કી કરેલે
અવાજ=શબ્દ
ડરતો=બીતો
પંપાળી=હાથ ફેરવી
નજીક=પાસે
કેળવ્યો=કેળવણી આપી
ઝપાટાબંધ=ઉતાવળો
ખબરદાર=બહાદુર

બોધઃ—નકામા જેવાં લાગતાં પ્રાણીઓને બુદ્ધિવાળાં માણસો કામનાં બનાવી દે છે. કુતરા જેવાં પ્રાણીઓ પોતાને ઉછેરનારની સેવા બજાવે છે. તેમ બાળકો પણ જો ધારે તો વડીલનાં ઘણાં કામ કરી શકે.

## પાઠ ૧૯ મો. ભલો છોકરો.

રીતસર=નિયમ પ્રમાણે
હિંચોળે=હિંચકા નાખે
વારો=દાવ
અસેડી=દૂર કરી
માથું મારી=પરાણે કોઇ ન બોલવા તોય જવું
ઢીમણું=વાગવાથી ફુલવું
છાતીવાળો=હિંમતવાળો
કને=પાસે
ધરાયો=સંતોષ પામ્યો
હડસેલી=ધકેલી
વેગળા=દૂર
સાથી=સોબતી
બઝાડી=વળગાડી
ભલા=સારા
પાડ=ગુણ
દયા આવવી=સામાને દુઃખી જોઇ દુઃખી થવું.

બોધઃ—જોરાવરોએ નબળાને કનડવા કરતાં નબળાને મદદ કરી તેમના જીવ ખુશી કરવા એ તેમની ફરજ છે.

## પાઠ ૨૦ મો. પાદશાહ અને અરબ સુબો.

ઓહદો=હુકુમતવાળી જગા
ખંત=કાળજી
અરબ=અરબસ્તાનનો રહેવાશી
દેખાવડો=રૂપાળો
નીમણુંકર્ની=નક્કી કરેલી
વહાલ=હેત
ઓહદાપર=અધિકારપર
શાહજાદા=પાદશાહના છોકરા
તહેનાતમાં=સેવામાં હજુરમાં
હેતભાવથી=પ્રીતિથી
છોકરવાદી=છોકરાંની માફક કમઅક્કલના હોય તેમ વર્તવું
અલ્લાએ=ઇશ્વરે
કઠણ=દયાવગરના
સમજુતી=સમજણ
ફરજંદો=છોકરાં
માફ=ક્ષમા
ગુનો=વાંક
હૈયું=મન
રદ=નકામી

બોધઃ—જે માણસ પોતાને મોટો માને છે. તે મોટો હોતો નથી, અને તેમનાથી ઘણાને ફાયદો થતો નથી. પોતાના કરતાં નાનાં છોકરાં સાથે તેમનામાં ભળી જવાય તેમ ચાલવું.

## પાઠ ૨૧ મો. આંધળો ને લંગડો.

| | | |
|---|---|---|
| ઢેકાઢળીઆ=ખાડાટેકરા | ચોકખું=પીવાલાયક,સાફ | મજબુત=કઠણ |
| ગભરાયો=અકળાઓ | દુઆ=આશીષ | ધોરી=મોટા |
| આસપાસ=આજુબાજુ | દઈશ=આપીશ | લાભ=ફાયદો |
| ખોંખારો=અવાજ | લંગડો=પગ ભાગેલો | |

બોધ:—દરેક માણસ પાસે બધી ચીજ હોતી નથી; પણ સંપસંપી એકબીજાના ઉપયોગમાં આવે સૌનાં કામ સારાં થાય છે માટે જરૂર પડે એકબીજાને મદદ કરવી. આપણે કોઈને કંઈ આપીએ તોજ આપણને જોઈએ તો મળે.

## પાઠ ૨૨ મો. કુતરો અને તેનો પડછાયો.

| | | |
|---|---|---|
| પડછાયો=ઓળો | પૂલ=ઓળંગીને સામી | લોભી=લાલચુ |
| થોભીશ=અટકીશ | બાજુ જવાનો રસ્તો | પડાવી લેવા=લઈલેવા |
| ભાગોળ=ગામ બહાર | જરા=થોડો, સહેજ | તળીએ=નીચે |
| ની ખુલ્લી જગા | થાક=વિસામો | ફાંફાં માર્યાં=બાથોડીઆં |
| કુદકો=છલંગ, થેકડો | અદેખો=ખારીલો | નકામી મહેનત કરી |
| સામેપાર=સામે કિનારે | મુઓ=મર્યો | સુખે=આનંદથી |
| ખોળ=શોધ | દાનત=મરજી | ગુમાવ્યું=ખોયું |
| તાકે છે=ઇચ્છે છે | ગુમાવે છે=ખુવે છે | |

બોધ:—પોતાને મળેલાથી સંતોષ થતો નથી. અને બીજાનું પડાવી લેવા જાય છે. તે કેટલીક વખત કુતરાની પેઠે પોતાનું હોય તે ગુમાવે છે.

## પાઠ ૨૩ મો. એક બ્રાહ્મણ ને ત્રણ ઠગ.

| | | |
|---|---|---|
| અસલના=પહેલાંના | હડખાએલા=હડખાયા | યાદ=શરત |
| ખરીદ કર્યું=વેચાતું લીધું | મૂર્ખ=બેવકુફ | ભરોસો=વિશ્વાસ |
| ઠગ=ધુતારા | ગણકારતાં=વિચારમાં લેતાં | સજા=શિક્ષા |
| વાટમાં=રસ્તામાં | શિકારી—જાનવરો મારનાર | શિખામણ=સારા માટે કહેલી વાત |
| ખામી=ભૂલ | ઠીક=સારૂં | |
| અચરજ=નવાઇ | | |

બોધઃ—નજરે જોઇ ખાત્રી કરી હોય છતાં બીજાના કહેવામાં શંકામાં પડી વસ્તુ ગુમાવવી એ મુર્ખાઇ છે.

સારઃ—ઠગ માણસો પાસે નવી નવી ઠગવાની રીતો હોય છે. પણ કામ કરતી વખતે પૂરો વિચાર કરી કામ કરવું

## પાઠ ૨૪ મો ચોરી ન કરવા વિષે.

| | | |
|---|---|---|
| ફક્ત=માત્ર | છાનોમાનુ=ચુપકીથી | ભરોસો=વિશ્વાસ |
| ગોળમટોળ=બરાબર ગોળ | ગમ્યો=પસંદ આવ્યો | સજા=શિક્ષા |
| તરેહતરેહના=જાતજાતના | છીનવી લેવું=સમજાવી લેઈ લેવું | શિખામણ=સારામાટે કહેલી વાત |
| ચટાપટા=આડાઉભા પટા | ઠીક=સારૂં | |
| | યાદ=સરત | |

બોધઃ—કોઇને પણ જાણવા દીધા વિના કંઇ વસ્તુ લેવી તે ચોરી તેવું લેનાર તે ચોર કહેવાય તેવાનાપર કોઇ ભરોસો કરતું નથી આપણું કોઇ છાનુમાનું લે તેથી આપણને ઠીક ન લાગે તેમ સામાને પણ નહિ લાગે તેવું સમજવું તે ડહાપણ.

## પાઠ ૨૫ મો કુહાડી.

| | | |
|---|---|---|
| પિતા=બાપ | નીર=પાણી | ધણી |
| બન્યો=થયો | તાંહીં=નહીં, ત્યાં | ચીસ પાડી=બુમ |
| બા'દૂર=હિંમતવાન | નિહાળ્યું=જોયું | પાડી, રાડ |
| શાણો=ડાહ્યો | માંહી=મહીં, માં | સદા=હમેશાં |
| ઘાવ=ઘા | અંદર | ઝુલતાં=ઝોકાં ખાતાં |
| ચીજ=વસ્તુ | ડર્યો=બીન્યો | સમાતાં=કોઇ ન દેખે |
| ભાળે=જુવે | દીલે=મનમાં | તેમ રહેવું |
| ખેલતો=રમતો | તે ઘડી=તે વખતે | સુણી=સાંભળી |
| વદે=કહે | માથું હલાવી=(સં- | સાદ=અવાજ |
| દીધી=આપી | જ્ઞાથી ના હા કહી | ભલાં=સારાં |
| મે'ર=આનંદ | શકાય છે.)ના કહી | દેવીમાત=દેવી |
| ગામ ઝાંપે=ગામની | સાથ=સાથે | સુખસંપત=શરીરેને |
| ભાગોળે | જગનાથ=દુનિઆનો | પૈસે સુખી |

એક નાનો બાળક પોતાના બાપની કુહાડી લેઇને જાણે કે હિંમતવાન ડાહ્યા ભાયડો હોય નહિ તેવો બન્યો. જે જે વસ્તુ દેખે તેને ઘા કરીને કાપી નાંખે અને તેવી રીતે રમતો રમતો ગામની ભાગોળે તળાવપર ગયો. ( એવામાં ) તે તળાવમાં આસલાએ જરા પાણી હલાવ્યું અને બાળકે ( ત્યાં ) પાણીમાં કશું જોયું. (આથી) તે બાળક બીન્યો અને તેની કુહાડી ( તળાવમાં ) પડી ગઇ તે વખતે તે ધણી ચીસો પાડી રડવા લાગ્યો.

હમેશાં પાણીમાં ઝોકાં ખાતાં [ રમનારાં ] અને છૂપી રીતે રહેનારાં ભલાં માતાજી તે બાળકનો અવાજ સાંભળી આવ્યાં. અને દેવી બોલ્યાં કે આ રૂપાની કુહાડી લે. બાળકે કહ્યું માતાજી મારી કુહાડી એવી નથી. તેથી બીજી વખત સોનાની લાવીને બતાવી ત્યારે

બાળકે માથું હલાવ્યું ને કહ્યું કે એ મારી નથી. [ ફક્ત માથું હ-લાવવાથી હા ના સમજાય છે ] અને તો મારીજ કુહાડી સારી લાગે. ભલાં માતાજી તે પાણીમાંથી કહાડી આપો.

દેવીએ તે કાઢી આપી અને બાળકને કહ્યું-તું સુખી અને પૈસાવાળો થજે અને પરમેશ્વરની તારાપર મહેરબાની થાઓ.

## પાઠ ૨૬ મો. અરબ અને તેનો ઘોડો.

| | | |
|---|---|---|
| છૈયે છોકરે ભરપૂર હતો=છોકરાં ઘણાં હતાં | હાલત=દશા, સ્થિતિ | હેત=વહાલ |
| પૈસે ટકે ખાલી હતો=પૈસા નહોતા | બગડતી=ખરાબ થતી | દેશાવરથી=પરદેશથી |
| ધીમે ધીમે=હળવે હળવે | ખૂટી ગયું=થઇ રહ્યું | પસંદ કર્યો=ફાવતો કર્યો |
| બરાબર મૂલ=વ્યાજબી કિંમત | ખુબસુરત=સુંદર | માગ્યો=કિંમત કરવા કહ્યું |
| | ઉમદા=ઉંચી જાતનો કિંમતી | બરદાસ=ચાકરી |
| | આંખ આગળથી જાય=દૂર જાય | પરવડે=ફાવે |
| | કપરા=આકરા | ફેંકી દીધા=નાખી દીધા |

બોધ:—સારા માણસોનો વખત ગમે તેવો હોય તોપણ તેનો દયાભાવ ઓછો થતો નથી. છોકરાંઓએ પણ પોતાની પાસેથી બી-જાને જરામાંથી જરા આપવાની ટેવ રાખવી.

## પાઠ ૨૭ મો. પાણીમાં જોતું સાબર.

| | | |
|---|---|---|
| ઝરો=પાણીનું વહેણ | લજવ્યું=નઠારૂં દેખાડ્યું | ઠેકડા=ઉંચું નીચું કૂદવું |
| પડછાયો=ઓળો | સુંદર=સારૂં | આઘે નીકળી ગયું=દૂર જતું રહ્યું |
| ભરાવ=જથો | લલકારવું=દૂરથી બોલવું | પારધીઓ=શિકારીઓ |
| નજર પગ પર પડી=પગ જોયા | ચમકી=ઝબકી | |
| નારાજ=દીલગીર | છલંગ=ઝટ રસ્તો કપાય તેમ પગ મૂકવો | |
| બબડવા=નકામું બોલવું | | |

બોધ:—જે માણસો ખરી ચીજની કિંમત સમજતાં નથી અને ખરાને ખોટું માને છે, તે સાબરની પેઠે પસ્તાય છે. વળી દેખાવડી પણ જો નકામી હોય તો તે ચીજ પસંદ ન કરવી. પણ કદરૂપી છતાં જો કામની હોયતો પસંદ કરવી.

## પાઠ ૨૮ મો. નકલ કરનાર શિયાળ.

| | | |
|---|---|---|
| નકલ કરવી=કોઈનું દેખી તેના જેવું કરવું | પ્રધાન=દીવાન | ઇચ્છા=મરજી |
| જરદી=કસુંબીના ફુલમાંથી પલાળીને ગાળી કાઢેલા પીળા રંગનું પાણી | ચોકી=રખવાળી | હાલ=દશા |
| | અટાપટા=અટાપટા | આંગણે=બારણે |
| | કોઠ=લુહારની દુકાન | ગભરાટ=બીક |
| | ધકધકતા=ઘણાજ ઉના | પાસ=અસર |
| | ચાંપ્યા=દાબ્યા | દીપડા=ચિત્તા |
| | બુરા=ભુંડા, ખરાબ | |

બોધ:—ડોળ કરવાથી કદાચ ફાવી જવાય પણ એ ટેવ પડે છે અને તેથી આખર દુઃખી થવું પડે છે.

## પાઠ ૨૯ મો, કેરી ને સાકર.

| | | |
|---|---|---|
| વરો=ન્યાત | ચડભડી=બડબડી | શેખી=બડાઈ |
| પિયેર=વહુના બાપનું ઘર | નડવા=હેરાન કરવા | રંક=ગરીબ |
| ટાંકણે=અવસરે | લેખવે=ભાવ પૂછે | રડ્યું ખડ્યું=ભાગ્યેજ કોઈ |
| મેળાપ=સંગાથ | મોંઘે ભાવ=વધારે કિંમતથી | ભારેખમ=મોટાં |
| બહાર પડી=આગળ થઈ | માન=આબરૂ, પત | છુપું=છાનાં |
| | | ખપ=જરૂર |

સાર:—શેરડીમાંથી ગોળ અને ગોળમાંથી સાકર માટે સાકરનાં દાદીમા શેરડી થયાં.

બોધ:—એકદમ ઉતાવળ કરી તકરાર કરવા કરતાં પોતાની ભૂલ જોવી. વળી "મોંઘું દાઢીઉં ભૂખે મરે" કામના વધારે પૈસા માગે તેને કાછકજ બોલાવે. બધાના ઉપયોગમાં આવનાર માણસની કદર સારી થાય છે.

## પાઠ ૩૦ મો. આપકર્મી અભેસીંગ.

| | | |
|---|---|---|
| આપકર્મી=પોતાના નસીબનું ખાનાર | વતન=પોતાનું ગામ | ઉપરી=સરદાર |
| રાજપાટ સોંપ્યું=રાજગાદી આપી રાજા બનાવ્યો | દરબાર=રાજ્ય | સમે=વખતે |
| તીર્થ=જાત્રાનું ઠેકાણું | વાત=હકીકત | ધુણ=અનાજ |
| ધન=પૈસો | પર્વ=તહેવાર | ફત્તેહ=જીત |
| ખોટું=માઠું | ઓચિંતી=અચાનક | દહેરામાં=મંદિરમાં |
| તડંગધુમ=ડંકાનો અવાજ | માથું ઉડાવી દીધું=મારી નાખ્યો | પ્રાર્થના=અરજ |
| ફરફરતા=ઉડતા | ઠેકાવી=ફેંકી | વરમાળ=લગનની ઇચ્છા બતાવનારી નિશાની |
| નિશાન=ધજા | દુસ્મન=વેરી | પહેરામણી=પેંડણુ |
| તક=લાગ | ભેટયા=મળ્યા | |
| | કુંવરી=રાજાની દીકરી | |
| | સેના=ફોજ | |

બોધ:—ખોટું થાય છે તે સારાને માટે સામાને (હલકાં) સમજી છકીને બોલવું ખોટું છે કારણ પરમેશ્વર રંકનો રાય અને રાયનો રંક બનાવે છે. વળી પોતાના ધણીપર આપત્તિ આવતાં, નિમકહલાલ માણસો નાસતા નથી. પણ તેમના દુ:ખમાં ભાગ લેવા જીવ આપવા તૈયાર રહે છે. અને તેવા માણસોની કદર સારા માણસોથી થાય છે.

## પાઠ ૩૧ મો. બળદ ને દેડકો.

| | | |
|---|---|---|
| ખરી=સુકાઇ | જીવ=પ્રાણી | બોલ=વચન |
| લીલો=તાજો | ચઢાઉ=અભીમાની | મમતે=ચડસે |
| તાજો થયો=ધરાયો | મમતી | ગજા=શક્તિ |
| લહેર=સપાટો | ફુલાવ્યું=મોટું કર્યું | ઉપરાંત=વધારે |
| તડુકતો=ઠેકતો | વઠે=ભોગવે | |

બોધ:—કદિ સમજવામાં ન આવે તેવી વસ્તુનો વિચાર કરવાથી અને ગજા ઉપરાંત મમતથી કામ કરવાથી દેડકી જેવી દશા થાય છે.

## પાઠ ૩૨ મો. કપડાં પહેરવા વિષે.

| | | |
|---|---|---|
| ખરડાએલાં=બગડેલાં | ધ્રુજે=કંપે | બફારો=ગરમી |
| લપસી=ખસી | ખાદી=ગજીઉં | બેદરકાર=પરવા વગરનો |
| ઉપકાર=ગુણ | ઝીણાં=પાતળાં | ટેવ=આદત |

બોધ:—ઉનાળામાં પાતળાં અને શિયાળામાં જાડાં કપડાં પહેરવાં, કપડાં ધોએલાં પહેરવાં તથા બરાબર પહેરવાં.

## પાઠ ૩૩ મો. આંખનો ઉપયોગ.

| | | |
|---|---|---|
| ભણેલા ગણેલા=ભણીને અનુભવ પામેલા | ફાટ=ચીરો | ટુંકડું=નજીક |
| | ખાત્રી=ચોકસાઇ | ખંતીલા=કાળજીવાળા |
| | નિશાની=એંધાણી | મેળવ્યા=પેદા કર્યા |
| ધંધો રોજગાર=વેપાર | શેલો=પત્થર | પુષ્કળ=ઘણા |
| | ખરે=નક્કી | |
| ડરવા=બીવા | રાજમાર્ગ=ધોરી રસ્તો | |

બોધ:—જે માણસો પરમેશ્વરે આપેલી ઇંદ્રિયોનો ઉપયોગ કરે છે તે માણસ સારી બાતમી મેળવી શકે છે.

## પાઠ ૩૪ મો. પ્રભુનો મહિમા.

| | | |
|---|---|---|
| મહિમા=મોટાઇ | પંખી=પક્ષી | સાર=સારી |
| જગપતિ=દુનિઆનો ધણી | શોભતાં=દીપતાં | નિર્ધાર=નક્કી |
| જગ=દુનિઆ | તરૂપાન=ઝાડનાં પાંદડાં | ઝુલતાં=લટકતાં |
| રચ્યા=બનાવી | કરાડ=ભેખડ | મધુર=મીઠાં |
| રચના=બનાવટ | સિંધુ=દરિયો | નાદ=અવાજ |
| રૂડી=સારી | સરીતા=નદી | કળા=શોભા |
| અપાર=ઘણી | ઘાટ=આરો | ચાવણું=ખોરાક |
| સંસાર=દુનિઆ | રળિઆમણી=શોભીતી | કળા=અદ્ભૂત શક્તિ |
| નવરંગી=જુદા જુદા રંગના | વાટ=રસ્તો | કળી=ઓળખી |
| ખીલતાં=ઉઘડતાં | નગર=શહેર | સરજી=બનાવી |
| | શિતળ=ટાઢો | સરજનહાર=પરમેશ્વર |
| | ઠંડક=ટાઢક. | |

૧ દુનિઆના બનાવનાર પરમેશ્વરે દુનિયાની બનાવટ ઘણી સારી બનાવી છે અને દુનિયામાં નાનાં મોટાં જીવો બનાવ્યાં છે.

૨ તરેહવાર રંગનાં ફુલો ખીલી રહ્યાં છે અને પક્ષીઓ ગાયન કરે છે. પાંખ ઉપરના અને ઝાડના પાંદડાંના સુંદર રંગો શોભા આપે છે.

૩ મોટા મોટા પહાડો, ઉંચા ટેકરા, દરિયા અને નદીઓના ઘાટ શહેર અને જંગલના રસ્તા વગેરેની આ બધી સુંદર રચના બનાવી છે.

૪ શિયાળામાં ઠંડો પવન સારી ઠંડક આપે છે અને ઉનાળામાં સૂર્યનો ખરેખરો તાપ પડે છે.

૫ ચોમાસાના દહાડામાં વરસાદ વરસે છે અને ઝાડે ફળો લટકતા દેખાય છે. વળી મોર મધુર અવાજ કરે છે તે જો. (ટીકા)

૬ ચંદ્રનું તેજ અજવાળીઆમાં આનંદ આપે છે, અને અંધારીઆમાં ( ચાંદરણાં ) તારાના તેજનો પ્રકાશ સારો દેખાય છે.

૭ મોટાં મોટાં મેદાનો રમતગમતને માટે બનાવ્યા છે, અને વેલા ને પાન પાણીમાં કેવાં તરે છે?

૮ જોવાને આંખ આપી છે. અને સાંભળવાને કાન આપ્યા છે બોલવાને જીભ બનાવી છે. હે ! ભગવાન એ તેં બહુ બહુ સારૂં કર્યું છે.

૯ દાંતની સાથે ખોરાક આપી ઘણોજ ઉપકાર કર્યો છે. દુનિઆના બનાવનાર પરમેશ્વરની અદ્ભૂત શક્તિ કોઇથી પરખી શકાય તેવી નથી ( આવા પ્રભુને આપણે રહેજ પણ ભુલવો નહિ ).

## પાઠ ૩૫ મો. વસંત ઋતુ.

| | | |
|---|---|---|
| વિશાળ=મોટી | ખેલે=રમે | કોર=બાજુ |
| છજેલ=પથરાએલી | ચૌટું=બજાર | સ્વાદે=લ્હેજત |
| તંબુ=ડેરા | ચોક=ચોગાન | જન=માણસ |
| રૂપ=આકાર | ગુંજાર=ગણગણાટ | શીતળ=ટાઢું |
| પલ્લવ=પાન | નવરંગ=તરેહતરેહના | નીર=પાણી |
| સ્હોય=શોભે | ખીલી=ઉઘડી | સુખીઉં=આરોગ્ય |
| બેશ=સારૂં | મોર=આંબાનાં ફુલ | |
| ઘોળી=બનાવી | ચાંદની=ચંદ્રનું અજવાળું | |

(૧) મોટા વડપર પથરાએલા વેલા જાણે તંબુ તાણેલા હોયની તેવા દેખાય છે. કેળ, નાળિએરી ને તાડ એ ઝાડો, ધજા, વાવટાના આકાર જેવાં જણાય છે.

(૨) ઝાડનાં પાન પાકી જવાથી પીળાં થઇ જમીનપર ખરી પડે છે. પછી ઝાડને નવાં પાંદડાં આવવાથી ઝાડ શોભિતાં દેખાય છે.

(૩) કોયલ મધુરાં વચન બોલે છે. અને મેના પોપટ આનંદ કરે છે. તેતર, કબૂતર વગેરે બીજાં પક્ષીઓ રાગ કાઢીને ગાય છે અને સારૂં નાચે છે.

(૪) કેસુડાનો રંગ બનાવી લોકો હોળીની રમત રમે છે, બગીચામાં ફુવારા ઉડાડે છે અને બજાર ચોકમાં પાણીનો છંટકાવ કરે છે.

(૫) ભમરાઓ ગુંજાર કરે છે, અને ઝાડોપર તરેહતરેહના ઘણા રંગ દેખાય છે આંબાપર મોર શોભા આપે છે અને ચારે તરફ ચંદ્રનો પ્રકાશ ખીલી રહ્યો છે.

(૬) માણસો શીખંડને મીઠાશથી ખાય છે અને ઠંડુ પાણી પીએ છે. દક્ષિણ અને પશ્ચિમ દિશાના પવનથી શરીર સુખી રહે છે.

તા. ક—ઉનાળાની બે ઋતુ ૧ વસંત, ૨ ગ્રીષ્મ. ગ્રીષ્મનું વર્ણન ત્રીજીમાં છે.

---

# બીજી ચોપડી ભાગ ૨.

---

## પાઠ ૩૬ મો. દિશાઓ.

| | | |
|---|---|---|
| ઠાર=ઓળ | બંધ થાય છે | ઓળખવી=જાણવી |
| કસરતશાળા=કસરત કરવાની જગા | સામસામી=એકબીજાથી ઉલટી | પીઠ=વાંસો |
| આથમે છે=દેખાતો | ઓળો=પડછાયો | કઠણ=અઘરી |

દિવસે દિશા જાણવાની રીત—જે બાજુ સૂર્ય ઉગે છે તે પૂર્વ, અને આથમે છે તે પશ્ચિમ સવારે. સૂર્યની સામે ઉભા રહીએ

તો જમણા હાથ તરફની દક્ષિણ અને ડાબા હાથ તરફની ઉત્તર દિશાઓ છે.

રાત્રીએ દિશા જાણવાની રીત—ઉત્તર તરફ એક તારો થાય છે. જે હંમેશાં એકજ જગાએ રહે છે. તે ધ્રુવના તારાને નામે ઓળખાય છે. તે દિશા તે ઉત્તર અને તેની સામેની તે દક્ષિણ—વળી એ તારા તરફ ઉભા રહેતાં જમણા હાથ તરફની પૂર્વ અને ડાબા હાથ તરફની તે પશ્ચિમ દિશા.

નકશાની દિશા—નકશાનો ઉપરનો ભાગ ઉત્તર, અને નીચેનો દક્ષિણ—નકશા સામે ઉભા રહેતાં જમણા હાથ તરફની પૂર્વ અને ડાબા હાથ તરફની પશ્ચિમ દીશા.

## પાઠ ૩૭ મો. નિશાળનો નકશો.

| | | |
|---|---|---|
| બેસતું વરસ=કારતક સુદ ૧ | ભાતભાતનાંપાડેલાં ચિત્ર | મધ્યમાં=વચમાં |
| | | સરસ=સારો |
| સાથીઆ=આંગણામાં | ભાત=પ્રકાર | ખાલી=પડતર |

## પાઠ ૩૮ મો. ગામનો નકશો.

| | | |
|---|---|---|
| દોરી=ચીતરી | ગોચર=ગાયોને ચરવાની જગા | વહે છે=જાય છે |
| નિશાન=એંધાણી | | મથક=ઠેકાણું |

## પાઠ ૩૯ મો. ગામ બહારની સહેલ.

| | | |
|---|---|---|
| વગડો=જંગલ | વહેળો=વેકળો | વહેણ=વહેતું પાણી ( ગતિ ) |
| સહેલ=ગમત | કાંઠો=કિનારો | |
| પાપડ=બીડ, ઢોરને ચરવાની જગા | ભાઠું=કાંઠા ઉપરની રેતાળ જગા | હોડી = મછવો |
| | | પાળ=કિનારો |
| પાળે=કોર | કયારડા=નાનાં ખેતર | નજરે પડયા=દેખાયા |
| સુગમ=સહેલું | મસ=ઘણું | |

ખુણા—બે દિશા વચ્ચે આવેલો ભાગ—પૂર્વ ને ઉત્તર વચ્ચેનો ઇશાન ખુણો—પૂર્વને દક્ષિણ વચ્ચેનો અગ્નિખુણો, દક્ષિણ અને પશ્ચિમ

વચ્ચેનો નૈઋત્ય—અને પશ્ચિમ અને ઉત્તર વચ્ચેનો વાયવ્ય એ પ્રમાણે ચાર ખુણા છે.

### પાઠ ૪૦ મો. ગામના અધિકારીઓ.

વાળુ=સાંજે ખાવું તે
મોસાળ=મામાનું ઘર
મઝા=ગમત
ચોરો=પટેલ તલાટી લોકોને બેસવાની જગા
ગંધ=ખરાબ વાસ
મામલતદાર=વહીવટદાર
રાવણીઓ=ચોકીયાત
ટલાટી=મહેસુલ ઉઘરાવનાર મહેતો
હુંડી=મનીઓર્ડર (જે ઠેકાણે નાણાં મળે તે ઠેકાણાનો લખેલો કાગળ)
ટપાલી=ટપાલના કાગળો વેચનાર

ગામડાના અધિકારીઓ—મુખી, મતાદાર, રાવણીઆ, તલાટી, પોસ્ટમાસ્તર, માસ્તર વગેરે.

---

# બીજી ચોપડી ભાગ ૩.

### પાઠ ૪૧ મો. સવાર અને સાંજ.

સોનેરી=સોનાના રંગ જેવું.
ધકધકતા=ધકતા
કલ્લોલ=આનંદ
વનસ્પતિ=ઝાડ છોડવા વિગેરે.
લહેર=મોજાં
નરમ=ધીમો
આખર=છેવટ
ચોતરફ=ચારેબાજુ
ઘોંઘાટ=ગડગડાટ
સોર=અવાજ

સ૦ દિવસના કેટલા ભાગ છે અને કયા કયા ?

જ૦ ત્રણ. ૧ સવાર, ૨ બપોર ૩ સાંજ.

સ૦ સવાર કોને કહે છે ?

જ૦ સૂર્ય ઉગે તે વખતને.

સ૦ સવારમાં આકાશ કેવું દેખાય છે ?

જ૦ સોનેરી રંગનો સૂર્ય પૂર્વમાં દેખાય છે અને ધોળા વાદળાની કોરો દેવતા જેવી લાલ દેખાય છે.

સ૦ સૂર્યનો સોનેરી રંગ ક્યારે બદલાય છે ?

જ૦ સૂર્ય ઉંચો આવતો જાય તેમ તે ચળકતો ધોળા રંગનો થાય છે.

સ૦ સૂર્યના ઉગવાથી શું થાય છે ?

જ૦ રાતનું અંધારૂં જતું રહી અજવાળું થાય છે એટલે સવાર થાય છે.

સ૦ સવાર દુનિઆને શું ઉપયોગી છે ?

જ૦ લોકો, પશુ, પક્ષી સર્વે પ્રાણીઓ પોતપોતાને કામે વળગે છે.

સ૦ સવારમાં પવન કેવો વાય છે અને વનસ્પતિ કેવી દેખાય છે ?

જ૦ સવારમાં પવન ઠંડો આનંદ આપે છે અને વનસ્પતિ ખીલેલી દેખાય છે.

સ૦ સવારની ઠંડક ક્યારે ઓછી થતી હશે ?

જ૦ સૂર્ય માથે આવે ત્યારે બપોરે.

સ૦ બપોરે ઠંડક ઓછી શા કારણથી થતી હશે ?

જ૦ બપોરે સૂર્યનાં કિરણ સીધાં પડે છે તેથી તાપ લાગે છે અને સવાર સાંજ પડે છે તેથી તાપ જણાતો નથી.

સ૦ બપોર પછી સૂર્ય આથમવા માંડે તે વખતને શું કહે છે ?

જ૦ સાંજ પડી કહે છે.

સ૦ સૂર્ય આથમતી વખતે આકાશનો રંગ કેવો દેખાય છે ?

જ૦ આકાશ રાતું દેખાય છે.

સ૦ સાંજે દુનિઆનો દેખાવ કેવો થાય છે ?

જ૦ પશુ, પક્ષી માણુસો કામકાજથી પરવારી ઘર તરફ પાછાં ફરે છે. ઘેરઘેર દીવા થાય છે. અને ઘોંઘાટ બંધ થતો જાય છે.

## પાઠ ૪૨ મો. હવા ને પવન.

| | | |
|---|---|---|
| ફુંકાય છે=વાય છે | ઝપાટો=સપાટો | કચરો=બગદો |
| ગુંગળાઈ=અકળાઇ | ઘસડી=ખેંચી | અકળામણ=ગભરામણ |

સ૦ હવા કોને કહે છે ?

જ૦ શ્વાસ લેવાના કામમાં આવે એટલે હાલે ચાલે નહિ તેવા અસ્થિર પવનને.

સ૦ પવન કોને કહેવો ?

જ૦ હવા હાલે તેને પવન વા, કે વાયરો કહે છે.

સ૦ પવન ઘણો વાય તેને શું કહે છે અને તેથી શું થાય ?

જ૦ પવનનું તોફાન થાય તેને વાવાઝોડુ કહે છે. અને તેથી છાપરા પરનાં નળીઆં ઉથલી પડે છે અને ઝાડ મૂળમાંથી ઉખડી પડે છે.

સ૦ પવન ન હોય તો શું થાય ?

જ૦ દરિઆપરનાં વાદળાં પવન ન હોય તો ન ઘસડાઇ આવે અને વરસાદ ન આવે, દરીઆમાં વહાણો ન ચાલે, ફુલમાંનો વાસ ન ફેલાય, વગેરે વગેરે.

સ૦ વરસાદ ન હોય તો શું થાય !

જ૦ પાણી ન મળે, અનાજ ન પાકે અને પ્રાણી માત્ર નાશ પામે.

સ૦ હવા ન હોય તો શું થાય !

જ૦ શ્વાસ ન લેવાય અને તેથી સર્વ પ્રાણી નાશ પામે.

સ૦ હવા ક્યાં ક્યાં રહેલો હોય છે !

જ૦ હવા શિવાયની કોઇ જગાજ નથી. જે વસ્તુ ખાલી દેખાય છે તેમાં પણ હવા રહેલી હોય છે.

## પાઠ ૪૩ મો. ચાક.

| | | |
|---|---|---|
| કણ=રજકણ | ચુરો=ભુકો | વેહ=કાણાં |
| પીગળતો=ઓગળતો | કોલ=છો કેલ | છિદ્રો=કાણાં |
| નિર્દય=દયા વગરનો | કહાણી=વાત | ચાંચવા=અણીવાળાકોદાળા |

સ૦ ચાકની ઉત્પત્તિ કહો ?

જ૦ દરિઆમાંના જીણાં જીવોએ દરિઆની તળીએ બનાવ્યો અને દરિઆનું પાણી સુકાઇ ખસી જવાથી તે જમીનને ઊંડી ખોદી માણસોએ કાઢયો.

સ૦ દરીઆનું પાણી આઘું શાથી ખસે છે ?

જ૦ માટી કાંકરા, કાંકરી વગેરે ભરાઇ જવાથી ત્યાંથી પાણી ખસે છે એટલે જમીન થાય છે.

સ૦ ચાક કેવો હોય છે, તેમાં શા ગુણ રહેલા છે અને તે શા કામમાં આવે છે ?

જ૦ ચાક ધોળો હોય છે. તે પોચો ચુરો થાય તેવો. પીગળે તથા ઓગળે નહિ તેવો, નકકર અને પાણી ચૂસનારો તે લખવાના કામમાં આવે છે તથા તેનો ચૂનો થાય છે,

સ૦ ચાકનો ચુનો શી રીતે થાય છે ?

જ૦ ભઠ્ઠીમાં નાંખી ખુબ બાળી પછી તેને બહાર કાઢી પાણી રેડે છે એટલે ચુનો થાય છે,

સ૦ ચુનો શા કામમાં આવતો હશે ?

જ૦ ઘર ધોળવા તથા ઘર બાંધવાના કામમાં આવે છે.

સ૦ ચુનાનો કોલ બનાવવા શું કરવું પડે ?
જ૦ ચૂનાનો ચૂરો કરી પાણી રેડી રેતી મેળવે કોલ થાય છે.

## પાઠ. ૪૪ મો. તાંબુ અને વાસણ.

| | | |
|---|---|---|
| બહેર=બહેરાટ | થર=પડ | સિક્કા=ચલણી નાણું |
| માંજી=ઊટકી | ટંકશાળ=નાણું પાડવાની જગા | |
| બાઝેલો=વળગેલો | | |

સ૦ તાંબું એ શું ચીજ છે ? ક્યાંથી નિકળે છે ? અને કેવું નીકળે છે ?
જ૦ ખનીજ પદાર્થ છે. તેને ધાતુ કહે છે. તે જમીનમાંથી નીકળે છે. તે વખતે રાતું ને ચળકતું પણ માટીવાળું હોય છે. લોઢાની પેઠે મેળવાળું હોતું નથી.
સ૦ તાંબુ શા કામમાં આવે છે ?
જ૦ લોટા, કથરોટ, પવાલાં, બેડાં વગેરે વાસણો બનાવવાના કામમાં આવે છે, તથા પાઇ, પૈસો, ઢબુ વગેરે નાણું બનાવવાના કામમાં.
સ૦ જમીનમાંથી કાઢ્યા પછી તેનું નાણું ને વાસણો શી રીતે બનાવે છે ?
જ૦ દેવતાપર તપાવી, ગાળી ને પછી પતરાં બનાવે છે. પછી તેનું નાણું અને વાસણો બને છે.
સ૦ વાસણોને નાણું કોણ બનાવતું હશે ?
જ૦ વાસણો કંસારા બનાવે છે અને નાણું સરકાર ટંકશાળમાં પડાવે છે.
સ૦ કંસારા વાસણો શી રીતે બનાવતા હશે ?
જ૦ પતરાં કાપીને પછી તેને ટીપીને વાસણ બનાવે,

સ૦ તાંબુ શાનાથી કપાતું હશે અને ટીપવાથી શું થતું હશે ?
જ૦ તાંબુ મોટી કાતરથી કપાય છે ટીપવાથી ઝટ વળે છે.
સ૦ તાંબાના ગુણ બોલો ?
જ૦ નરમ પોચું હોય છે ઝટ કપાય તથા ટીપવાથી ઝટ વળે તેવું રાતું ને ચળકતું હોય છે.
સ૦ તાંબુ હંમેશાં ચળકતું રહેતું હશે કે ?
જ૦ તાંબાના વાસણ ખુલ્લા રહેવાથી ઝાંખા પડે છે. ( હવા લાગવાથી ) ખાટી ચીજ કે ટાઢું પાણી ભરી રાખવાથી બાઝે છે.
સ૦ ઝાંખા વાસણને ચળકાટ લાવવા અને કાટ ન બાઝવા દેવા શું કરવું પડે ?
જ૦ વાસણને માંજવાં પડે અને કલાઇ દેવરાવવી પડે જેથી ઉજળાં અને કાટ વગરનાં રહે.
સ૦ કાટ ક્યારે બાઝેલો સમજવો ? અને કાટ ખાધામાં આવે શું થાય ?
જ૦ લીલો રંગ દેખાય ત્યારે કાટ બાઝેલો સમજવો અને તે ઝેરી હોવાથી મરી જવાય [ ખાધે ]
સ૦ તાંબાના પતરાંને ટીપે અવાજ કેવો નિકળે ? અને તાંબાના કાટને શું કહે છે ?
જ૦ અવાજ ટંટંટં થાય છે અને કાટને જંગાલ કહે છે,

## પાઠ ૪૫ મો. પિત્તળ અને પિત્તળનાં વાસણો.

મજાગરાં=મરડવાં  તાસકો=ઢાંકણાં  સરતુ=સોંધુ
સ૦ પિત્તળ એ કેવો પદાર્થ છે અને કેવી રીતે થાય છે ?
જ૦ મિશ્રધાતુ છે, અને તે બીજી ધાતુઓની માણસે બનાવેલી મેળ-

વણી છે, આથી પિત્તળને ખનિજ પદાર્થ ન કહેવાય.

સ૦ પિત્તળ કયી ધાતુઓની મેળવણી છે, અને તે શી રીતે થાય છે ? પિત્તળ એ જસત અને તાંબાની મેળવણી છે. તેને ખૂબ તપાવવાથી પીગળીને મળી જાય છે.

સ૦ પિત્તળના ગુણ કહો ?

જ૦ કઠણ, પીળું ચળકતું છે.

સ૦ પિત્તળનું શું શું બને છે ?

જ૦ વાસણ, રમકડાં, તાળાં, મજાગરાં, કળો, સાંકળો વગેરે.

સ૦ પિત્તળનાં વાસણ શાથી કટાય છે ?

જ૦ ખાટી ચીજ ભરવાથી.

સ૦ તાંબા અને પિત્તળમાં ચળકાટ અને કાટ બદલ રહેલો તફાવત બતાવો ?

જ૦ પિત્તળનાં વાસણ ખૂબ ચળકતાં રહે છે તેવાં તાંબાનાં રહેતાં નથી. અને પીતળનાં વાસણમાં તાંબાની પેઠે ઝટ કટાવું નથી પિત્તળ કઠણ અને તાંબુ નરમ વગેરે.

સ૦ કાટ ન આવે માટે શું કરવું પડે ?

જ૦ કલાઇ દેવરાવવી પડે.

સ૦ પિત્તળ સોંઘુ કે તાંબુ ?

જ૦ પિત્તળ. ( હાલમાં તાંબુ સોંઘુ છે. )

## પાઠ ૪૬-૪૭ મો. જુદી જુદી જાતનાં ઘાસ.

| | | |
|---|---|---|
| કુંમળું=કુણું | અત્તર=સુગંધીદાર સત્વ | પીરાઇને કાતરી કહે છે. |
| ચરાઉ=ચરીને પેટ ભરનાર | જડ=મૂળ | છડીને=ખાંડીને |
| ગંજી=ઢગલો | ચમરી=કુમતું | ખસલી=સુકું ઘાસ |
| સુગંધ=સારીવાસ | વાટ=રસ્તો | મહિકાંઠો=મહિનદીપર આવેલો ભાગ |
| ખુજળી=ખસ | પેર=પીરાઇ; શેરડીની | |

સ૦ ઘાસ શા કામમાં આવતું હશે અને ઘાસ કોને કહેવાય ?

જ૦ લીલા અને સુકા ચારાને ઘાસ કહેવાય. તે ઢોરના ખાધામાં છાપરાં છાવાના કામમાં, સાદડી, સુપડાં વગેરે વસ્તુઓ બનાવવામાં, દોરડાં વણવામાં, દવામાં સુગંધીદાર તેલ અત્તર બનાવવામાં અને માણુસના ખાધામાં પણ આવે છે. વગેરે વગેરે ઘણા કામમાં આવે છે જે કંઈ કામમાં આવતું નથી તે બાળવામાં આવે છે.

સ૦ ઘાસ માણુસ ખાય અને અનાજ ન ખાયતો, ફેર હોયતો બતાવો ?

જ૦ સુધારેલું ઘાસ તે અનાજ—ઘાસનાં સ્વાદીષ્ટ બીઆંને ખેતરમાં વાવી ઘાસની ઉત્તમ જાત બનાવી તેમાંથી સારો ભાગ લઇ લીધો અને તેનું નામ અનાજ પાડ્યું. એવું ઉત્તમ ઘાસ તેને અનાજના નામે માણુસો ખુશીથી ખાય છે. ( ઘાસનો ઉત્તમ ભાગ તે ઘાસનાં બી )

સ૦ થોડાં ઘાસનાં અને અનાજનાં નામ આપો ?

જ૦ ઝીઝવો, બાજરો, દાભ, સામો—વગેરે—બાજરી, ઘઉં, મગ, [illegible] વગેરે.

સ૦ કયા અનાજનાં ઘાસ ઢોર ખાઇ શકે ?

જ૦ બાજરી, જાર વગેરેના પુળા, કોદરા, ડાંગેર વગેરેનું પરાળ; ઘઉંનું કુવળ; તુવેર, મગ, મઠ, અડદ વગેરેનું ગોતર વગેરે વગેરે.

સ૦ દાભને વરતવાની રીત બોલો ?

જ૦ મુળીઆં મોટાં સોયા જેવાં ને જાડાં અને પાંદડીની કોર ધારવાળી હોય છે.

સ૦ દાભવાળા ખેતરને નુકશાન હોય તે બતાવો ?

જ૦ મૂળીઆં જમીનમાં ઊંડા ઉતરેલાં હોય છે. અને હળવડે ખેડવાથી નિકળતાં નથી તેથી અનાજ થોડું પાકે છે.

સ૦ ઝીંઝવાના ગુણ બોલો અને કયાં ઘાસ ઢોરને વધારે ભાવે ?

જ૦ ઝીંઝવો ચરાઉ ઢોરને બહુ ભાવે તેને સુકવી પુળીઓ બાંધી ગંજી કરી મૂકાય છે. ઝીંઝવો બાજરો, અનાજનું ઘાસ અને ગોતર ઢોરને બહુ ભાવે છે.

સ૦ મોથ શા કામમાં આવે છે તે બોલો ?

જ૦ ચીડાની મોથ કહે છે તે ખુજળી, દાદરપર ઘસી ચોપડવાના ( દવાના ) કામમાં આવે છે. ધુપેલને સુગંધવાળું કરવાના કામમાં અને અત્તર કાઢવાના કામમાં આવે છે.

સ૦ મોથને વર્તવાની રીત બોલો ?

જ૦ મુળીઆંપર ગોળ ગડીઓ હોય છે તે સુગંધ આપે છે.

સ૦ દરો કે ધરો જમીનમાં કેવી રીતે રહે છે અને તેને પરખવાની રીત બોલો ?

જ૦ ઝીણી ઝીણી સોય સરખી પાંદડી જેવું હોય છે. તેની દાંડી જમીનપર ફેલાયલી હોય છે અને એવી જડ ઘાલી રહેલી હોય છે કે ગમે તેટલી કાઢીએ તોય ફરીફરીને ઉગે.

સ૦ સરકટની વાસ ઢોરને કેવી લાગે ? તમારે જોઇએ તો ઝટ ક્યાંથી લાવશો ? તેની કયી કયી ચીજો બને છે ? વાસ ઢોરને ગમતી નથી તેથી ખાતાં નથી. પાણીની જવાની જગા આગળ થાય છે. સળીઓની સાદડીઓ, સુપડાં, ટોપલીઓ બનેછે.

સ૦ સરકટ બીજા શા કામમાં આવે ?

જ૦ એની પાંદડી તમાકુના પડા બાંધવામાં અને પાંદડીને કુટી પલાળી મુંજ બનાવી પછી દોરી બનાવે છે.

સ૦ ઘાસ શી રીતે થાય છે ?

જ૦ વાવેથી અને વરસાદ આવે એની મેળે પણ ઉગે.

સ૦ સાંઠા અને પરાળમાં શો ફેર ?

જ૦ સાંઠો જાડો હોય અને પરાળ પાતળું હોય બાકી ફેર નથી. બન્ને ઘાસ કહેવાય.

સ૦ પેર કે કાતળી એટલે શું ?

જ૦ ઘાસની સળીના એક ગાંઠાથી બીજા ગાંઠા સુધીની જગા.

## પાઠ ૪૮ મો. ખેડુત ને હળ.

| | | |
|---|---|---|
| સખત=આકરી | કોઢ=ગાય, બળદ, ભેંસોને બાંધવાની જગા | કૌવતવાળું=જોરવાળું |
| ભાથુ=ખાવાનું | | સડ=છેડ |
| ભાણુ=સૂર્ય | નીરૂંછું=નાંખુછું | ધુસરી=ઝુંસરી |

સ૦ ખેડુતનું કામ બોલો ?

જ૦ જાતે ખેતી કરે એટલે સવારે હળ જોડી ખેતરમાં જાય. વળી બળદને નારવું, પાણી પાવું, બાંધવું, ખેતરમાં જઇ જમીન ખેડી, ખાતર નાખી કસ વાળી બનાવે વગેરે વગેરે.

સ૦ ખેડુતોને ખાવાનો વખત કયારે થતો હશે ?

જ૦ બપોર પછી અને સાંજે.

સ૦ ખેડુતનો સ્વભાવ, શરીર, અને ખાણાનું વર્ણન કરો ?

જ૦ મહેનતુ, શરીર મજબુત અને કૌવતવાળુ. ખાણામાં બપોરે સખત કામથી પરવારી ખેતરમાંજ રોટલા, અથાણું મરચું કોઇ વખત દાળ અને ચટણી ( ભાથુ ) મળે છે. સૂર્ય નમવા માંડે એટલે મહેનત શરૂ કરે છે અને સાંજે છાશ કે દુધ રોટલો ઘેર જઇ ખાય છે.

સ૦ ખેડુતની ઉંઘ કેવી હોય છે અને તેનું કારણ ?

જ૦ ખેડુતની ઉંઘ સારી ખરેખરી હોય છે અને તેનું કારણ ઘણું કામ કરી થાકી ગએલો હોય છે.

સ૦ હળ કોણ બનાવતું હશે ?

જ૦ સુથાર

સ૦ હળની કોશ કે હળપુણી કોણ બનાવતું હશે ?

જ૦ લુહાર.

સ૦ હળના ભાગ કહો ?

જ૦ મૂળ ભાગ હળનું તુંગું અને છેડ. તુંગાનો ઉપલો ઝાલવાનો ભાગ તે છેડો. છડાના તુંગામાં કોશ અને ચગડું જેનાથી જમીન ખેડાય છે.

સ૦ હળનો ઉપયોગ ?

જ૦ હળથી ખેડીને જમીન પોચી કરી શકાય.

સ૦ પોચી જમીન શું ફાયદો કરે ?

જ૦ પાણી પી શકે. પોચી થવાથી બી વહેલાં ઉગે.

રે=હે
ખેડુત=ખેતી કરનાર
ખરે=સાચે, નક્કી
તાત=બાપ, પૂજ્ય
ગણાયો=મનાયો
જન=માણસ
વસ્ત્રો=લુગડાં
ભાવ=હોંશે, હેતથી
સહે=વેઠે, ખમે, ભોગવે
તાપ=તડકો
મહેનત=મજુરી, ઉદ્યોગ

સઘળો=બધો [ ભાવતો
પાળતે=જીવાડતો, ન-
તુંજ=તું
જણાયો=દેખાયો
ધાન્ય=અનાજ
લઠુ=મજબુત, અલમસ્ત
સદા=હમેશાં; રોજ
સંતોષ=જે મળે તેથી
રાજી રહેવું તે
ઉત્તમ=સૌથી સારૂં, શ્રેષ્ટ
પરઉપકારી=બીજાનું ]

સારૂં કરનારી
નિપજાવે=ઉપજાવે
અન્ન=અનાજ
સહુ=બધા
જીવ=પ્રાણીઓ
ધરે=પહેરે
ખરી=સાચી
ખંત=ચીવટ, કાળજી
દીએ=આપે
શિખ=શિખામણ

(૧) હે ખેડુત ! તું, ખરેખર આ દુનિયાનો બાપ ગણાય છે. (કારણ કે જે અનાજ તું પકવે છે તેથી દુનીઆનું પોષણ થાય છે.)

(૨) તું કપાસ, ફળ, ફુલ, ઘાસ અને અનાજ વગેરેને પકવે છે તે અનાજ બધા જીવ ખાય છે. અને માણુસો હોંશથી શરીરે લુગડાં પહેરે છે.

(૩) તડકો અને વરસાદ વેઠે છે. તું ઘણી સખત મહેનત કરે છે. શરીરે મજબુત (લઠ્ઠ) અને હમેશાં સંતોષમાં રહે છે.

(૪) ખેતી એ ખરેખર ઉત્તમ અને પારકાનું સારૂં કરનારી છે; ખરા દીલથી હોંશ રાખીને કામ કરવાની દુનિયાના માણુસોને તું સારી શિખામણ આપે છે.

## પાઠ ૪૯ મો. ડાંગર.

| | | |
|---|---|---|
| ટાંકણે=વખતે | પાલવાળાં=કિનારા-વાળાં | લીલાછમ=ઘણાં લીલાં |

સ૦ ડાંગર ક્યાં થતી હશે?

જ૦ ક્યારડામાં.

સ૦ ક્યારડા એટલે શું?

જ૦ મોટી મોટી પાળવાળા ખાડા જેમાં પાણી ભરાઇ રહે તેવી જગા.

સ૦ ડાંગર રોપવાની રીત કહો!

જ૦ નાના ક્યારામાં ડાગર વાવે છે. તેના ઉગેલા છોડને ધરૂ કે તરૂ કહે છે. પછી એ તરૂને ખેડી રાખેલા ક્યારામાં સારો વરસાદ પડે છે ત્યારે ક્યારામાંથી ધરૂ ઉખેડી લાવી ક્યારડામાં છુટું છુટું રોપે છે.

સ૦ ડાંગર રોપતાં ખેડુતને શું દુઃખ હોય છે!

જ૦ ડાંગર રોપતી વખતે ઘણું ખરૂં વરસાદ પડતો હોય છે અને કાદવ કીચડમાં કામ કરવુંજ પડે છે.

સ૦ ડાંગરના રંગની મુળની અને પછીની સ્થિતિ કહો?

જ૦ ડાંગરનાં ધરૂ લીલાં હોય છે તે મોટાં થઈ પાકે છે ત્યારે પીળી થાય છે.

સ૦ ડાંગર પાકયા પછી તેને ચોખા કાઢવા શું કરવું પડે છે?

જ૦ સુકવે છે, પછી તેના પુળા બાંધી ખળીમાં લેઈ જાય છે. ત્યાં પરાળને દાણા છૂટાં પાડે છે. દાણાને ખાંડવા ભરડવાથી છોડાં તથા ચોખા છૂટા પડે છે.

સ૦ ડાંગરને સારી બનાવવા શું જોઈએ?

જ૦ કાળી જમીન અને વધારે પાણી

## પાઠ ૫૦ મો. શેરડી.

| | | |
|---|---|---|
| પડછા=પાંદડાં | તરકારી=શાકભાજી | પાકટ=પાકી |
| પીત=પાણી પાએલું ખતર | ડુક્કર=ભુંડ | ઘટ=જાડો |
| | છારી=તરી | |

સ૦ શેરડીના રાડાને શું કહે છે?

જ૦ સાંઠો.

સ૦ શેરડીની જાતનાં નામ બોલો?

જ૦ ધોળી શેરડી અને લાલ શેરડી.

સ૦ ધોળી અને લાલ શેરડીના ગુણમાં શો તફાવત છે?

જ૦ તફાવત નથી. ફક્ત રંગ ફેર છે.

સ૦ શેરડીમાંથી શું બને છે?

જ૦ ગોળ, ખાંડ, સાકર.

સ૦ શેરડીમાંથી ગોળ બનાવવાની રીત કહો ?

જ૦ શેરડીને કોલુમાં પીલી રસ કાઢે, એ રસને તાવડામાં નાખી ઉકાળે, એટલે મેલ તરી આવે અને રસ જાડો થતો જાય. મેલને કાઢી નાંખે અને રસ બહુ જાડો થાય ત્યારે ઉતારી ટાઢો પાડે તેજ ગોળ થયો કહેવાય.

સ૦ શેરડી શી રીતે રોપતા હશે ?

જ૦ ભોંયને સારી રીતે ખેડી પુષ્કળ ખાતર નાખે પછી શેરડીની ટુંકી ગઠિા આંખો ઉપર દેખાય તેમ રોપે.

સ૦ શેરડીને રોપ્યા પછી શું કરવું પડે ? એના ભેગું બીજું શું થાય ? અને શેરડી કયારે તૈયાર થાય તે કહો ?

જ૦ શેરડી રોપ્યા પછી પુષ્કળ પાણી પાવું પડે. એના ભેગી શાકભાજી (તરકારી) થાય અને શેરડી દસ અગિઆર માસે તૈયાર થાય છે.

સ૦ શેરડી ક્યારે પીલાય ? શેમાં પીલાય અને પીલવાનું સાધન શાનું થાય છે ?

જ૦ શેરડી પાકટ થાય ત્યારે સાંઠા કરી કોલુ (કોલ) માં પીલાય છે, અને કોલ લાકડા કે લોઢાનો બનેલો હોય છે

## પાઠ ૫૧ મો. ભાત ને રોટલી.

સફેદી=ધોળાપણું. ખપ=કામ. ઉજળો=ધોળો.

સ૦ ભાત બનાવવાની રીત કહો ?

જ૦ ચોખાને સારા ધોઇ નાંખી પલાળી મૂકે પછી ઉના અગર ઠંડા ગમે તે પાણીમાં નાંખી દેવતા પર મૂકે એટલે ચોખા ચઢે. પછી વધેલા પાણીને કાઢી નાંખી આછા દેવતાપર મુકી ઉતારી લેવાથી સારો ભાત થાય.

સ૦ ભાતનો રંગ તથા ગુણ બોલો ?

જ૦ સફેદ રંગનો હોય છે. પોચો, દાંત વગરના ઘરડાં અને નાનાં બાળકો ખાઇ શકે તેવો અને પચવામાં હલકો.

સ૦ રોટલી શાની બનતી હશે ? અને તેની બનાવવાની રીત કહો ?

જ૦ ઘઉંની ઝીણા લોટની રોટલી બને છે. લોટમાં પાણી નાંખી કણક બનાવે અને તેમાંથી થોડો થોડો ભાગ લેઇ ગોળ લુઆ કરે છે. પછી આડણી કે થાળી ઉપર વેલણથી અટામણ (બાજરી વગેરેનો લોટ) નાંખી વણે છે. જેમ ઝીણી તેમ સારી વણાઇ કહેવાય પછી તેને દેવતાપર મૂકેલી લોઢીમાં નાંખે છે અને ચઢાવે છે. રોટલી બે જાતની થાય છે.

સ૦ રોટલીના ગુણ કહો ?

જ૦ ભાતના કરતાં કઠણ. પચવામાં ભારે છે.

સ૦ ભાત ખાનાર નાનાં બાળક, ઘરડાં અને સશક્ત માણસોને શી અસર થાય છે ?

જ૦ નાનાં બાળક તથા ઘરડાંને પચે છે અને સશક્તને વહેલી ભુખ લાગે છે.

સ૦ રોટલી ખાધા પછી નાનાં છોકરાં, ઘરડાં માણસ અને સશક્તને શી અસર થાય છે ?

જ૦ રોટલી નાન છોકરાં અને ઘરડાઓને જલદી પચતી નથી અને તેથી કેટલીક વખત નુકશાન થાય છે. અને સશક્તને તો જલદી ભુખ લાગતી નથી તેથી કામ સારી રીતે કરી શકાય છે. સશક્ત માણસોમાં રોટલી ખાધાથી તાકાદ વધે છે.

## પાઠ પર મો. મધમાખી.

| | | |
|---|---|---|
| ઇચ્છા=આશા | પંડે=પોતે | નર=પુરૂષ |
| માદા=નારી | હુકમ=આગ્ના | માલ=ચીજ |

સ૦ મધમાખો કેટલી જાતની હોય છે અને શું શું કામ કરે છે?
જ૦ ત્રણ જાતની. ૧ રાણી જે ઈંડાજ મુકવાનું અને હુકમ કરવાનું કામ કરે છે. ૨ કામ કરનારી માખીઓ જે મધ એકઠું કરે છે; બચ્ચાંને ખવાડે છે; અને મધપૂડાનું રક્ષણ કરે છે. ૩ નર—જે કંઇ કામ ન કરતાં આળસુ થઇ પડી રહે છે.
સ૦ કામ કરનારી માખીઓ મધ ક્યાંથી એકઠું કરે છે?
જ૦ ફૂલોમાંથી મીઠો રસ ચૂસી લાવે છે.
સ૦ મધપુડો કોને કહે છે? તેની રચના કેવા પ્રકારની હોય છે? અને તેનો માખીઓ અને માણસો કેવો ઉપયોગ કરે છે?
જ૦ મધમાખીઓને રહેવા માટેનું અને પોતાનો ખોરાક રસ તેને એકઠું કરવાનું ઘર તે મધપુડો. આ ઘર અનેક છ ખુણીઆં ખાનાંનું હોય છે તેમાં વળી નાનાં તથા મોટાં બે પ્રકારનાં ખાનાં હોય છે. નાનાં ખાનામાં ઇંડાં તથા મોટાં ખાનામાં રાણી થવા લાયકનાં ઈંડાં મૂકે છે. માણસો આ મધપુડામાંથી મીણ અને મધ જુદાં પાડે છે.
સ૦ મીણ શું છે?
જ૦ ખાધેલા મધનું માખીઓએ બનાવેલું તે મીણ. (સત્વ)
સ૦ મધમાખીમાં નર અને માદાનો તફાવત કહો?
જ૦ નરનો પાછલો ભાગ જરા ગોળ તથા તે આળસુ હોય છે વળી તેને ડંખ હોતો નથી.
સ૦ નરનો આવરદા કેટલો હશે?
જ૦ ત્રણ માસ.
સ૦ મધમાખના દુશ્મન સામેના બચાવનું સાધન કહો તથા તેના ઘરનું અને શરીરનું શી રીતે જતન કરે છે તે કહો?

જ૦ દુશ્મન સામે ડંખના સાધનવડે એક સંપથી હુમલો કરે છે. શરીર સ્વચ્છ રાખે છે. ઘર સ્વચ્છ રાખે છે અને પોતાના ઘરમાં બીજાં જંતુને પેસવા દેતી નથી.

સ૦ મધપુડો કોણ લાવતું હશે ?

જ૦ વાઘરી અને તેના જેવું કામ કરનારાઓ.

સ૦ શી રીતે લાવતા હશે ?

જ૦ નીચે ધુણી કરી માખોને ઉડાડી મૂકીને મધપુડો લે છે. મધમાખીના હુમલાથી બચવા કામળો ઓઢે છે.

| | | |
|---|---|---|
| મે'નતુ=ઉદ્યોગી | રચે=બનાવે | ચોકખી=સાફ, સુઘડ |
| હુનર=કસબ, હિકમત કળા | રસ=સ્વાદ | દિસે=દેખાય |
| તણી=ની | તત્કાળ=તે વખતે | આળસ=સુસ્તાઇ. એદીપણું |
| મનહર=મનહરી લેતેવો મોહ પમાડનાર | મીઠું=ગળ્યું | તજે=છોડે, મૂકે |
| મધપુડો=મધમાખીના ઘરને મધપુડો કહે છે. કારણ કે તેમાં તે મધ ભરી રાખે છે | ચૂશી=સોષી | તમ મ=બધું |
| | સરે=થાય | ઉદ્યોગી=કામમાં મચી રહેનાર. મહેનતુ |
| | અપાર=ઘણાં | પંકાય=વખણાય |
| | મોટું=મહાભારત, જંગી | |
| | ડાહી=સમજણી | |

(૧) હે મધમાખ ! તું એટલી બધી મહેનતુ છું, કે જાણે હુન્નરની નિશાળ હોયની ! ! મન હરી લે તેવો, સુંદર મધપુડો બનાવી તે વખતે તેમાં તરતજ ગળપણનો સ્વાદ મૂકે છે.

(૨ મીઠું મધ ચૂશી લઇ મીણુ બનાવે છે, તેથી ઘણાં કામ થાય છે, અને તે ( મધ ને મીણુ ) ઘણો ફાયદો કરે છે.

(૩) આવું નાનું સરખું જીવડું છે, છતાં કામ મોટાં ( જંગ-

ર્ના ) કરે છે. તું ડાહી અને સુઘડ દેખાય છે, અને બધું આળસ છોડી દે છે.

(૪) કીડી, કંસારીઆ અને મંકોડા વગેરે જેઓ ઉદ્યોગી જીવડાં કહેવાય છે, તેમાં હે મધમાખી તું વખણાય છે.

( મધમાખી જેવડાં જ્યારે આટલો ઉદ્યોગ કરે છે તો આપણે તો અવશ્ય ઘણો ઉદ્યોગ કરવો જોઇએ.

પાઠ ૫૩ મો. બતક ને મરઘાં.

| | | |
|---|---|---|
| ચીકટ=ચીકાશ | અણીદાર=અણીવાળી | દાઢ=ભેવડા દાંત |
| ભીંજાતું=ભીંનુ થતું | ધસીને=દોડીને | માજરે=ઢગી |

સ૦ બતક કેવું પ્રાણી છે? અને શું ખાઇને જીવે છે?

જ૦ બતક જળચર પ્રાણી છે, તે પાણીમાં તરે છે. ડુબકી મારે છે. તે પાણીમાંથી કાદવમાંથી જીવડાં ખાય છે અને છોડની દાંડીઓ ખાઇ જીવે છે.

સ૦ બતકના શરીરનું વર્ણન કરો?

જ૦ પીછાં ચીકટવાળાં પાણીથી ન ભીંજાય તેવાં, સફેદ, ચાંચ લાંબી અને પહોળી, શરીર ભારે, પગના આગલા ભાગમાં પાતળી ચામડીથી જોડાએલાં ચાર આંગળાં, તેને દાંત દાઢ હોતી નથી.

સ૦ મરઘાં એ કેવાં પ્રાણી કહેવાય? અને શું ખાઇને જીવે છે?

જ૦ જીવડાં અને દાણા ખાઇને જીવે છે અને ભૂચર પ્રાણી છે.

સ૦ મરઘાંના શરીરનું વર્ણન કરો?

જ૦ મરઘાંની ચાંચ નાની ને અણીદાર, પગનાં આગળાં જોડાએલાં હોતાં નથી; તેમના પીછાં પર ચીકટ હોતી નથી. મરઘાં રંગબેરંગી હોય છે.

સ૦ બતક ઉડી શાથી નથી શકતું?

જ૦ શરીર ભારે અને પાંખો નબળી છે તેથી.

સ૦ મરઘાં પાણીપર શાથી ચાલી શકતાં નથી ?

જ૦ પીછાંપર ચીકટ હોતી નથી અને પગનાં આંગળાં જોડાએલાં હોતાં નથી તેથી.

સ૦ મરઘી બચ્ચાંનું રક્ષણ શી રીતે કરે છે ?

જ૦ જરા ખડખડે કે બચ્ચાં મરઘી પાસે જતાં રહે છે. એટલે તેમને પાંખ તળે ઢાંકી દે છે, કોઈ છેડવા આવે તો સામે ધસે છે.

સ૦ મરઘી ને કુકડામાં ફેર શો ?

જ૦ કુકડ.ને માથે લાલ માંજર હોય છે. અને તે કુકરેકુક બોલી શકે છે.

## પાઠ ૫૪ મો. ચકલી.

રઝળીને=રખડીને  બો=બીક  લાગ=દાવ

સ૦ ચકલીના શરીરનું વર્ણન કરો ?

જ૦ બે પાંખો, એક ચાંચ, બે પગ, ચાંચ નાની ને અણીદાર, તેના પગે પાછળ એક ને આગળ ત્રણ આંગળાં હોય છે.

સ૦ ચકલી શું ખાઇ જીવતી હશે ?

જ૦ દાણા તથા જીવડાં.

સ૦ આપણી પેઠે ચકલી હીંડે ખરી કે ?

જ૦ ના. જ્યાં જવું હોય ત્યાં કુદતી કુદતી કે ઉડીને જાય.

સ૦ ઝાડની ડાળો પરથી કેમ તે પડી જતી નહિ હોય ?

જ૦ પગનાં આંગળાંથી તે મજબુત પકડીને બેસે છે.

સ૦ ચકલી માળાં ક્યાં કરે છે ? કેવા દેખાય છે ? અને શાના કરે છે તે કહો ?

જ૦ ચકલી ઝાડપર, છાપરાં કે બીજા કશાના ખુણે ખોચરે માળા બાંધે છે. તે સુંદર દેખાતા નથી પણ પોચા હોય છે. રૂ, પીછાં, ઉન, વાળ, તણુખલાં વગેરેના બનાવે છે.

સ૦ ચકલી કયારે વિઆય છે ? કેટલાં ઈંડાં મૂકે છે ? કેવા રંગનાં મુકે છે તે કહો.

જ૦ ચકલી વરસમાં બે ત્રણવાર વિઆય છે. ઇંડાં પાંચ કે છ મુકે છે. ઇંડાં રંગે ભુરાં, કાળાં ટપકાવાળાં હોય છે,

સ૦ ચકલી બચ્ચાંનું શી રીતે જતન કરે છે ? કયારે કેળવે છે તે બોલો ?

જ૦ ઇંડાંને સેવે છે. પછી બચ્ચાંના રૂપમાં આવે છે ત્યારે જીવડાં અનાજ ને બીજું ખાવાનું લાવી ચાંચમાં ધીમે ધીમે મુકે છે. બચ્ચાંને પાંખો આવે છે ત્યારે ઉડતાં શીખવે છે અને પોતાની મેળે ખોરાક મેળવતાં થાય ત્યાં સુધી ખવાડે છે.

સ૦ ચકલી ખેતરને શું ફાયદો કરે છે ?

જ૦ ઉગતા છોડને નુકસાન કરનારાં જીવડાંને વીણી વીણીને ખાય છે.

સ૦ ચકલી કોનાથી બીવે છે ?

જ૦ સમડી ને કાગડાથી અને સાપ તેનાં ઇંડાંને ખાઇ જાય છે તેથી તેનાથી પણ બીવે છે.

## પાઠ ૫૫ મો. ઘોડો.

| | | |
|---|---|---|
| ગરદન=પીઠ | મજલ=રસ્તો | જીન=સાજ |
| નકકર=કઠણ | પાણીદાર=શકિતવાળો | નિમકહલાલ=કરેલા |
| ઘુસુ=ઘઢિંનુ થુલુ | બરદાસ=ચાકરી | ગુણને જાણનાર |

સ૦ ઘોડાના અવયવોનું વર્ણન કરો ?

જ૦ દેખાવે સુંદર. તેની પુછડી ને ગરદન પર સુંવાળા ચળકતા લાંબા વાળ હોય છે. પગ પાતળા, જાંઘના થાપા જાડા, ને મજબુત. દરેક પગને છેડે નકકરને આખો દાબડો, કાન નાના ઉભા ને અણીદાર, મોની અંદર થોડા દાંત આગલા ભાગમાં અને બાકીના પાછલા ભાગમાં. આગલાને પાછલાં દાંતની વચ્ચે ખાલી જગા રહે છે. દાંત તીણા. ( આગલા ) અને પાછલા દાંત ચપટા.

સ૦ ઘોડાનાં વધારે મજલ કાપવાનાં કારણ બોલો ?

જ૦ પગને છેડે નક્કરને આખા દાબડા, તેથી સપાટ જમીનપર ઝડપ બંધ કામ કરી શકે છે. ઘોડો મજલ કાપનારૂં પ્રાણી છે.

સ૦ લગામ કયાં રહે છે અને ઘોડાના દાંત શું કામ કરે છે તે કહો ?

જ૦ આગલા ને પાછલા દાંત વચ્ચેની ખાલી જગામાં લગામ રહે છે. આગલા દાંતથી ખોરાક કાપે છે અને પાછલા દાંતથી ખોરાક ચાવે છે.

સ૦ ઘોડો શું ખાતો હશે ?

જ૦ ઘાસ, ભુસું, ચણા, મઠ, બાજરી વગેરે.

સ૦ ઘોડા કેટલી જાતના રંગના હોતા હશે ? અને તેમનામાં કયા ગુણો હશે ?

જ૦ ઘોડા ઘણી જાતના રંગના હોય છે. તેમનામાં સુંદર, ગરીબ, નિમકહલાલ, ધણી તરફ વ્હાલ, હુકમ માનનાર વગેરે ગુણો હોય છે. આ પ્રાણી બીકણ, મોટા અવાજથી ચમકે તેવું, કુદે તેવું, છે.

સ૦ ઘોડાની ઉંમર કેટલી ગણાય ?
જ૦ ત્રીસ વરસ.
સ૦ ઘોડો શા કામમાં આવે છે
જ૦ સરતના કામમાં, સવારી કરવામાં, ગાડીએ જોડવામાં, ભાર ખેંચવામાં, લડાઇ ને શિકાર કરવાના વગેરે ઉપયોગમાં આવે છે.

## પાઠ ૫૬ મો. ઘોડો ને તેની જાતનાં પ્રાણી

| | | |
|---|---|---|
| નાળબંધ=નાળ જડનાર | ઠોઠ=મૂર્ખ | ઝુંમખું=જથો |
| વણાં ટરે=ઉંચકે | તબેલો=ઘોડો બાંધવાની જગા | ખોંખારે=હણહણે |
| અડીઅલ=હઠીલું | ચાલાક=હોશિઆર | |

સ૦ ઘોડાની જાતનાં બીજા, પ્રાણીનાં નામ બોલો ?
જ૦ ગધેડાં, ખચ્ચર, ટટુ વગેરે.
સ૦ ઘોડા ને ગધેડામાં શો ફેર છે ?
જ૦ ગધેડાના કાન લાંબા ને મોટા. પુછડીને છેડે વાળનો ઝુમખો, નાનું કદરૂપુ ભુકે છે, અડીઅલ ને ઠોઠ, મહેનતુ અને ધીરજવાળું પ્રાણી છે. ઘોડાના કાનટુંકા, આખુ પૂછડું વાળથી ભરેલું, મોટું, સુંદર, ખોંખારે છે, ચાલાક, નિમકહલાલ પ્રાણી છે.
સ૦ ટટુ ને ઘોડામાં ફેર શો ?
જ૦ ટટુ નાનું ને ઘોડો મોટો હોય છે.
સ૦ ખચ્ચર ને ઘોડામાં શો ફેર ?
જ૦ ખચ્ચરના કાન ગધેડાના જેવા લાંબા, અને ઘોડાના ટુંકા હોય છે. શરીર ઘોડા કરતાં નીચું ને જરા ટુંકુ હોય છે.
સ૦ ખચ્ચર શું કામ આપે છે ?
જ૦ સ્વારી આપે છે અને ઘણા ભાર સાથે મોટા ડુંગર ચઢે છે.

## પાઠ ૫૭ મો. શરીરના ભાગ.

| | | |
|---|---|---|
| હડપચી=દાઢી | વાંસો=બરડો | લમણા=કપાળની બન્ને તરફનો ભાગ |
| ભવાં=ભ્રમર | તાળવું=મોંની અંદરનો ઉપલો ભાગ | બોચી=ગળાની પાછળનો ભાગ |
| ડોકું=ગળુ | પાંપણ=પોપચાંના વાળ | |
| પોપચાં=આંખનું ઢાંકણ. | રજ=ધુળ | |
| પાતરાં=પાંદડાં | પાટલી=પાની | |

સ૦ શરીરના મોટા ભાગ કયા? અને કેટલા છે ?

જ૦ બે ભાગ છે. ૧ ધડ અને ૨ ડોકું

સ૦ ડોકામાં કયા કયા અવયવો રહેલા છે ?

જ૦ ડોકાના ઉપલા ભાગમાં માથું અને તે ઉપર વાળ. ડોકના આગલા ભાગમાં બે આંખો, બે કાન, નાક, ને મોઢું છે. મોઢાને બે હોઠ છે. હોઠ નીચે હડપચી છે. આંખો ઉપર ભવાં ને તે ઉપર કપાળ છે. કાન વચ્ચે લમણા અને મોં ને કાન વચ્ચે ગાલ છે.

સ૦ મોંમાં શું શું છે ?

જ૦ મોંમાં દાંત, જીભ ને તાળવું છે.

સ૦ આંખને શું શું છે ?

જ૦ પોપચાં ને પાંપણ.

સ૦ પોપચાં શું કામ કરે છે ?

જ૦ જીણી રજ કે છોતરડાંને આંખમાં જતાં ખાળે છે.

સ૦ ધડ ને ડોકા વચ્ચેના અવયવોનું વર્ણન કરો !

જ૦ ગળું ને પાછળ બોચી.

સ૦ ધડના અવયવ કયાં કયાં કયા કયા આવેલા છે ?

જ૦ ધડીની ઉપલી બાજુ બે પાસ બે ખભા, ત્યાંથી આગળ હાથ, હાથને વચલે ગાળે કોણી, ત્યાંથી આગળ કાંડુ, હથેલી, આંગળાં આવે છે. બે હાથની વચ્ચે છાતી, તેની નીચે પેટ છે. પેટની નીચે પેઢું, પેઢાની બે પાસ બે કેડો, પાછળ બોચીથી કેડ સુધી વાંસો. ધડના નીચલા ભાગે બે પગ, પગની વચ્ચે ઢીંચણ, ઢીંચણની ઉપર જાંઘ ને નીચે નળા છે. નળાની નીચે પાટલી, પાટલી નીચે તળીઉં અને પછવાડે એડી ને તેની ઉગર ઘુંટી છે.

સ૦ ગોકળગાયના અવયવોનું વર્ણન કરો ?

જ૦ આંખો, મોં, દાંત ને શીંગડાં છે આથી માણુસ ને ગોકળગાયના શરીરના અવયવોમાં ઘણો તફાવત છે.

## પાઠ ૫૮ મો. ઇંદ્રિયો.

| | | |
|---|---|---|
| આકાર=ઘાટ | ચાખી=જીભે અડાડી | ધબાકો=અવાજ |
| વાસ=સોડ | લીસું=સુવાળું | માલુમ=ખબર |

સ૦ ઇંદ્રિયો કોને કહે છે ?

જ૦ જે વડે કોઇ વસ્તુનું કંઇ પણ જ્ઞાન થાય તે ઇંદ્રિય કહેવાય.

સ૦ ઇંદ્રિયો કેટલી છે ને કયી કયી ?

જ૦ પાંચ છે. આંખ, નાક, ચામડી, જીભ, કાન છે.

સ૦ ( દરેક ઇંદ્રિયોની ) કયી ઇંદ્રિય શા કામમાં આવે છે તે બતાવો ?

જ૦ આંખે જોવાય છે. નાકથી સુંઘાય છે, ચામડીથી ટાઢું, ઉનું લીસું, પોચું, સમજી શકાય છે, જીભે સ્વાદની ખબર પડે છે અને બોલાય છે અને કાને સાંભળીએ છીએ.

## પાઠ ૫૯ મો. રંગ.

| | | |
|---|---|---|
| ચઢાવે=દે | ખુલતો=આછો | ઓછા=થોડા |
| ઘેરા=ઘાડા | ઝાંખા=ફીકા | ભાતભાત=જાત જાત |

સ૦ મુળ રંગ કયા કયા ? કેટલા છે ? અને તેની મેળવણીથી થતા રંગને કેવા રંગ કહેવાય ?

જ૦ લાલ, પીળો, વાદળી એ મુખ્ય ત્રણ રંગ અને તેની મેળવણીથી થતા રંગને મિશ્રરંગ કહે છે.

સ૦ તમે થોડા મિશ્ર રંગોનાં નામ આપો ?

જ૦ કીરમજી, કેસરી, લીલો, તપખીરી, કત્થાઇ, રાખોડી, ઝાંખો ભુરો, ખુલતો વાદળી, ગુલાબી.

સ૦ ૧ કીરમજી, ૨ કેસરી, ૩ લીલો, ૪ તપખીરી, ૫ કત્થાઇ, ૬ રાખોડી, ૭ ઝાંખો ભુરો, ૮ ખુલતો વાદળી, ૯ ગુલાબી એ રંગો શી રીતે બને છે તેનું વર્ણન કરો ?

જ૦ ૧ ખુલતા લાલ રંગમાં ઘેરો વાદળી મેળવવાથી કીરમજી રંગ થાય છે.

૨ પીળો રંગ લેઇ તેમાં થોડો ખુલતો લાલ રંગ મેળવે કેસરી રંગ થાય છે.

૩ ઝાંખા વાદળી રંગમાં થોડો ખુલતો પીળો રંગ નાખવાથી ખુલતો લીલો રંગ બને છે.

૪ નારંગીમાં લીલો રંગ મેળવે તપખીરી રંગ બને છે.

૫ નારંગી રંગ સાથે જાંબુડો રંગ ભેળવી કત્થાઇ રંગ બનાવે છે.

૬ ધોળા રંગમાં થોડો કાળો રંગ ભેળવી રાખોડી રંગ બનાવે છે.

૭ ધોળા રંગમાં વધારે કાળો રંગ નાખી, ઝાંખો ભુરો રંગ કરે છે.

૮ ઘેરો વાદળી રંગ લેઇ તેમાં થોડો ધોળો રંગ નાખી ખુલતો વાદળી રંગ બનાવે છે.

૯ ધોળો રંગ લેઇ તેમાં થોડો ખુલતો લાલ રંગ મેળવે ગુલાબી રંગ થાય છે.

સ૦ રંગ શા કામમાં આવતા હશે ?

જ૦ પરમેશ્વરે બનાવેલી નવનવી ચીજોની નકલ ચિતરી બતાવવાના કામમાં, તથા રંગવાના કામમાં.

## પાઠ ૬૦ મો. લુગડાં.

| | | |
|---|---|---|
| ધ્રુજે=થરથરે, કંપે | ડોશીવાણીઓ=કાપડીઓ | ઢાંકણું=રક્ષણ કરવાની |
| કાંતી=તાર કઢી | છીંટ=ભાતીગળ લુગડું | વસ્તુ. |

સ૦ લુગડાં શાનાં થાય છે ?

જ૦ ૧ રૂનાં, ૨ ઉનનાં, ૩ રેશમનાં, ૪ ઝાડની છાલનાં, ૫ ચામડાનાં.

સ૦ હાલમાં આપણે કયી કયી જાતનાં કપડાં વાપરીએ છીએ ?

જ૦ ઉન, રૂ અને રેશમનાં વાપરીએ છીએ.

સ૦ ઉન એ શી ચીજ છે ? શો ગુણ છે ? અને તેનાં કેવાં કપડાં થાય છે ?

જ૦ ઉન એ ઘેટાના વાળ છે. તેને લીધે ટાઢ વાતી નથી અને તેનાં બનાત, ફ્લાનલ વગેરે કાપડ બને છે.

સ૦ ઉનનાં કાપડનો કઈ ઋતુમાં ઉપયોગ થાય છે ?

જ૦ શિયાળામાં.

સ૦ રૂ એ શી ચીજ છે ? તેનું કઈ કઇ જાતનું કાપડ બને છે ?

જ૦ ખેતરમાં કપાસ ઉગે છે તેમાંથી રૂ નિકળે છે. અને તેનાં છીંટ, ખાદી, બાસ્તો, શેલુ, જામદાની વગેરે કાપડ બને છે.

સ૦ કાપડ શી રીતે બને છે ? ઉનને અથવા રૂને પીંજી તેને કાંતી તાર કરે છે પછી તેનું કાપડ વણાય છે.

રેશમની વાત આગળ કહેવામાં આવશે.

સ૦ કપડાં પહેરવાની જરૂર શી તે બોલો ?

૪૦ ટાઢ અને તાપ ઓછો લાગે. શરીર સારૂં દેખાય છે. શિયાળાને દહાડે કપડાં ન પહેરીએ તો શરીર કાળું પડી જાય અને ફાટી જાય. કપડાં પહેરનારને શરદી થતી નથી.

---

| | | | |
|---|---|---|---|
| અભાગીઉં | ઢીમણું | પ્રીતિ | વસ્ત્ર |
| અંધુ | તિ | પરિશ્રમ | વિખુટા |
| અગિઆર | ત્રુટી | પ્રાણીઓ | વિચાર્યું |
| આપકમીં | તડંગધુમ | ફુટેલું | વિલાય |
| ઉતરાણ | તહેનાતમાં | ફાધપગલું | વીંછી |
| ઉંધા | દિવાળી | ફરજંદ | વિદ્યાર્થી |
| ઓધ્ધો | દ્રાક્ષ | બુરે | શ્રાવણ |
| ઓચિંતી | દઢ | બાહિણ | શિયાળો |
| અગુડીઆં | દર્પણ | બંદીખાનામાં | સજ્જડ |
| અંધારૂં | દ્રીક્ષગીરી | ભાકેન | શિખામણ |
| કુદતી | ધર્મશાળા | ભાગ્યશાળી | સ્વાદે |
| કુટેવ | ધ્રૂજતો | બીડી | શ્રીરામ |
| કુટુંબ | નીરતો | મૂલીશ | સ્ટેશન |
| કૌશલ્યા | નિશાળીઓ | મેંકડો | શરીર |
| ગાર્ડ | નીમણુંક | મિઠાશ | શીંગડાથી |
| ગોખતો | પરમેશ્વરે | મુદ્દલ | સરનામું |
| ચૈત્ર | પૃથ્વી | મિત્ર | શિખંડ |
| ચકભિલ્લુ | પખવાડીઆં | મૂર્ખ | હોશિઆરી |
| છુટી | પુષ્કળ | મિનિટ | હડીસીંગ |
| છુંદાશ | પુતળી | ઋતુ | હુંફાળું |
| ઝીણું | પૂછ્યું | રામચંદ્રજી | હીંચકા |
| ઝુટવી | પીતરાઈ | લોહીલુહાણ | હિંમત |
| ઠીકરૂં | પુતળું | લોહિઆળું | |
| ડીલ | પ્રધાન | લશ્કર | |

# દેશી હિસાબ મોઢાનાં લેખાં.

આંકનાં પલાખાં—

(૧) તેવીસ નવાં; ચુંવાળીસ પા; છત્રીસ અર્ધે.

(૨) કેટલા પા સોળ; કેટલા અર્ધે ચોવીસ;

(૩) ચોવીસ કયા કયા પલાખામાં આવે ? ૪૦ બાર દુ; આઠ તરી ૭ ચોક; ચાર છગાં; ત્રણ અઠાં, અડતાળીસ અર્ધે; છર્ણું પા; સોળ દોઢું, બત્રીસ પુણું.

આંકનો ઉપયોગઃ—

(૧) ૭ પૈસાનાં અઢાર કેળાં મળે તો નવ પૈસાનાં કેટલાં ? ૨૭

(૨) ૧ આનાની બાર પેન મળે તો ૨ પૈસાની કેટલી ? ૬

(૩) ૧ આનાની ૨ શેર ભાજી મળે તો ૧ મણનું શું ? સવારૂપીઓ

(૪) ૯ પૈસાનું ૨ાા શેર સુરણ મળે તો ૦ાા મણનું શું ? સવા-રૂપીઓ.

(૫) ચાર શેર બટાકાના આઠ આના બેસે તો પૈસાના કેટલા ? નવટાંક.

(૬) ૧ પૈસાનાં પોણો શેર મુળા પ્રમાણે રૂપીઆના લેનારને ૬ શેર વધારે મળે છે. તો રૂપીઆના કેટલા ? સવામણને ચાર શેર.

(૭) સવા શેર ઘીનો એક રૂપીઓ થાય તો ૦। મણનું શું ? આઠ રૂપીઆ.

(૮) પાંચ રૂપીએ મણ કેરી મળે તો ૨ાા શેરનું શું બેસે ? પાંચ આના.

(૯) ચાર ચાર પ્રમાણે ચોવીસ જણને પૈસા આવતાં નવ વધ્યા ત્યારે પૈસા કેટલા ? એકસો પાંચ.

(૧૦) એક કોટ કરવામાં ૨ાા વાર કપડું જાય છે એવા એક કાપડના તાકામાંથી પંદર કોટ શીવડાવતાં ૧ાા વાર કપડું વધ્યું તો તે તાકામાં કેટલું કપડું હશે ? ૩૯ વાર.

(૧૧) ચાર આનાનાં વીસ લેખે બાર પૈસાનાં જામફળ લાવ્યો પણ

ત્રણ બગડેલાં હોવાથી ફેંકી દીધાં ત્યારે મને ખરેખરાં કેટલાં જામફળ મળ્યાં ? ૧૨

(૧૨) એક માણસ દરરોજ ાા શેર દૂધ લેછે તો એક મણુને પાંચ શેર દૂધ કેટલે દિવસે થશે ? ૬૦

(૧૩) પચીસ પૈસા બે જણને આપ્યા તેમાં એકને પાંચ વધારે આપ્યા તો દરેકને શું મળ્યું ? ૧૦–૧૫.

## ગણિત.

સંખ્યાલેખન અને વાંચનઃ—

૫ પાંચ; ૫૪ ચોપન, ૩૨૫ ત્રણસોપચીસ; ૬૦૫ છસોપાંચ. ૪૯૬૪ ચારહજારનવસો ચોસઠ; ૬૦૩૪ છહજાર ચોત્રીસ, ૯૫૦૫ નવહજાર પાંચસોપાંચ. ૧૨૭૬૪ બારહજાર સાતસો ચોસઠ; ૨૪૦૦૬ ચોવીસ હજાર છ; ૬૪૫૯૩૯ છલાખ પીસતાળીસ હજાર નવસો ઓગણચાળીસ; ૭૦૭૦૭૦ સાતલાખ સાતહજાર સીત્તેર. ૭૦૯૦૯૦૬ સીત્તેરલાખ નેવુહજાર નવસો છ.

૫૨૪૩૬૪૦૮ પાંચકરોડ ચોવીસલાખ છત્રીસહજાર ચારસોઆઠ; ૨૦૦૭૫૦૦૦૫ વીસકરોડ સાતલાખ પચાસહજાર પાંચ.

સંખ્યાનું સયોગી કરણ અને પૃથકરણઃ—

(૧) ૩૫ એમાં ત્રણ દશક ને પાંચ એકમ. ૯૬ એમાં નવ દશક ને છ એકમ.

(૨) ચાર દશક ને પાંચ એકમ મળી ૪૫ થાય. કારણકે ચાર દશક એટલે ૪૦ પાંચ એકમ એટલે ૫ સરવાળો ૪૫.

(૩) ત્રણ દશકમાંથી પાંચ એકમ બાદ કરીએ તો બે દશકને પાંચ એકમ રહે. કારણ ત્રણ દશક એટલે ૩૦ એકમ તેમાંથી પાંચ એકમ જાય એટલે પચીસ એકમ રહે એટલે બે દશકને પાંચ અથવા ત્રણ દશકમાંથી એક દશકના એકમ દસ લીધા. તેમાંથી પાંચ એકમ ગયા. એટલે બાકી બે દશકને પાંચ રહ્યા.

(૪) ૯૫૬ તેમાં નવસો પાંચ દશક ને ૭ એકમ છે. અથવા પંચાણુ દશક અને ૭ એકમ છે. અથવા નવસો છપ્પન એકમ છે.

(૫) ૧૧૫૩૪ એમાં એક દસહજાર ૧૦૦૦૦ એકમ.

| | | |
|---|---|---|
| ,, | એક હજાર = ૧૦૦૦ | ,, |
| ,, | પાંચ સો = ૫૦૦ | ,, |
| ,, | ત્રણ દશક = ૩૦ | ,, |
| ,, | ચાર એકમ = ૪ | ,, |

(૬) ૬૪૫ હજાર ૬૪૫ સો ૬૪૫ દશક ૬૪૫ એકમ માંડો.

| | | |
|---|---|---|
| ૬ લાખ પીસતાળીસ હજાર | ૬૪૫૦૦૦ | છસો પીસતાળીસ હજાર |
| ચોસઠ હજાર પાંચસો | ૬૪૫૦૦ | છસો પીસતાળીસ સો. |
| ૭ હજાર ચારસો પચાસ. | ૬૪૫૦ | છસો પીસતાળીસ દશક |
| છસો પીસતાળીસ. | ૬૪૫ | છસો પીસતાળીસ એકમ. |
| ૨ | ૭૧૬૫૯૫ સંખ્યા થઇ | ૧ |

(૭) ચોવીસ એમાં ચાર એકમ કરતાં બે દશક પાંચ ઘણા છે. કારણ કે એકમ કરતાં દશક દસ ઘણા છે, આ હિસાબમાં ચાર એકમ છે, અને બે દશક એટલે વીસ એકમ છે. માટે ચાર એકમ કરતાં બે દશક પાંચ ગણા છે.

બાવીસ એમાં પહેલો બગડો બીજા બગડા કરતાં અઢાર વધારે છે કારણ કે બાવીસનો પહેલો બગડો બે દશક એટલે વીસ એકમ છે, ને બીજો બગડો બે એકમ છે. એટલે બે કરતાં વીસ અઢાર વધારે છે.

---

# ધાતો

### શેરની ધાત

શેરના અચ્છેરા ૨
શેરના પાશેરા ૪
શેરના નવટાંકા ૮
શેરના અધોળા ૧૬
શેરના રૂપિયાભાર ૪૦
૨ અચ્છેરે ૧ શેર
૪ પાશેરે ૧ શેર
૮ નવટાંકે ૧ શેર
૧૬ અધોળે ૧ શેર
૪૦ રૂપિયાભાર ૧ શેર

### શેરના રૂપિયાભાર

શેરના રૂપિયાભાર ૪૦
પોણોશેરના રૂપિયાભાર ૩૦
અચ્છેરનારૂપિયાભાર૨૦
પાશેરનારૂપિયાભાર ૧૦
નવટાંકના રૂપિયાભાર ૫
અધોળનારૂપિયાભાર૨ા
રાા રૂપિયાભારે ૧ અધોળ.
૫ રૂપિયાભારે ૧ નવટાંક
૧૦ રૂપિયાભારે ૦ા શેર
૨૦ રૂપિયાભારે ૦ાા શેર
૩૦ રૂપિયાભારે ૦ાાાશેર
૪૦ રૂપિયાભારે ૧ શેર

### શેરના પૈસાભાર.

શેરના પૈસાભાર ૭૨
પોણોશેરનાપૈસાભાર ૫૪
અચ્છેરના પૈસાભાર ૩૬
પાશેરના પૈસાભાર ૧૮
નવટાંકના પૈસાભાર ૯
અધોળના પૈસાભાર ૪ાા
૪ાા પૈસાભારે ૧ અધોળ.
૯ પૈસાભારે નવટાંક
૧૮ પૈસાભારે ૧ પાશેર
૩૬ પૈસાભારે ૧ અચ્છેર
૫૪ પૈસાભારે ૦ાાા શેર
૭૨ પૈસાભારે ૧ શેર

### શેરનાં નવટાંકા

૧ શેરના ૮ નવટાંકા
૦ાાા શેરના ૬ નવટાંકા
૦ાા શેરના ૪ નવટાંકા
૦ા શેરના ૨ નવટાંકા

### શેરના પાશેરા.

૧ શેરના ૪ પાશેરા
૦ાાા શેરના ૩ પાશેરા
૦ાા શેરના ૨ પાશેરા
૦ા શેરનો ૧ પાશેરો

### શેરના અધોળા.

૧ શેરના ૧૬ અધોળ
૦ાાા શેરના ૧૨ અધોળ
૦ાા શેરના ૮ અધોળ
૦ા શેરના ૪ અધોળ
૧ નવટાંકના ૨ અધોળ
૪ પાશેરે ૧ શેર.
૩ પાશેરે ૦ાાા શેર
૨ પાશેરે ૦ાા શેર
૧ પાશેરે ૦ા શેર
૨ અધોળે ૧ નવટાંક
૪ અધોળે ૧ પાશેર
૮ અધોળે ૧ અચ્છેર
૧૨ અધોળે ૦ાાા શેર
૧૬ અધોળે ૧ શેર
૨ નવટાંકે ૧ પાશેર
૪ નવટાંકે અરધો શેર
૬ નવટાંકે પોણો શેર
૮ નવટાંકે એક શેર

### ઇંચ, ફુટ, યાર્ડ.

૧૨ ઇંચનો ૧ ફુટ
૩ ફુટનો ૧ વાર (યાર્ડ)
૨ ફુટનો ૧ ગજ
૨ આંગળનો ૧ તસુ
૨૪ તસુનો ૧ ગજ

### ફુટના ઇંચ.

૧ ફુટના ૧૨ ઇંચ
૦ાાા ફુટના ૯ ઇંચ

૦॥ ફુટના ૬ ઈંચ
૦। ફુટના ૩ ઈંચ
૩ ઈંચિનો ૦। ફુટ.
૬ ઈંચનો ૦॥ ફુટ
૯ ઈંચનો ૦॥। ફુટ
૧૨ ઈંચનો ૧ ફુટ

ગજના તસુ.

૧ ગજના ૨૪ તસુ
૦॥। ગજના ૧૮ તસુ
૦॥ ગજના ૧૨ તસુ
૦। ગજના ૬ તસુ
૬ તસુનો ૦। ગજ.
૧૨ તસુનો ૦॥ ગજ
૧૮ તસુનો ૦॥। ગજ
૨૪ તસુનો ૧ ગજ

ગજના ફુટ.

૧ ગજના ૨ ફુટ
૦॥। ગજના ૧॥ ફુટ
૦॥ ગજના ૧ ફુટ
૦। ગજના ૦॥ ફુટ
૦॥ ફુટનો ૦। ગજ.
૧ ફુટનો ૦॥ ગજ
૧॥ ફુટનો ૦॥। ગજ
૨ ફુટનો ૧ ગજ

વારના ફુટ.

૧ વારના ૩ ફુટ
૦॥। વારના ૨। ફુટ
૦॥ વારનો ૧॥ ફુટ
૦। વારનો ૦॥। ફુટ
૦॥ ફુટનો ૦। વાર.
૦॥ ફુટનો ૦॥ વાર
૨। ફુટનો ૦॥। વાર
૩ ફુટનો ૧ વાર
રૂપિયાના અર્ધા ૨
રૂપિયાના પાવલા ૪
રૂપિયાની બેઆની ૮
રૂપિયાની એકઆની ૧૬
૧૬ આને ૧ રૂપિયો.
૧૨ આને ૦॥। રૂપિયો
૮ આને ૦॥ રૂપિયો
૪ આને ૦। રૂપિયો
રૂપિયાના પાવલા ૪
૦॥। રૂપયાના પાવલા ૩
૦॥ રૂપિયાના પાવલા ૨
૦। રૂપિયાના પાવલા ૧
રૂપિઆની બેઆની ૮
૦॥। રૂપિયાની બેઆની ૬
૦॥ રૂપિયાની બેઆની ૪
૦। રૂપિયાની બેઆની ૨
રૂપિયાના પૈસા ૬૪
૦॥। રૂપિયા પૈસા ૪૮
૦॥ રૂપિયાના પૈસા ૩૨
૦। રૂપિયાના પૈસા ૧૬
બે આનીના પૈસા ૮
એક આનીના પૈસા ૪
એક આનાની ૧૨પાઈ
૦॥। આનાની ૯ પાઈ
૦॥ આનાની ૬ પાઈ
૦। આનાની ૩ પાઈ

પાણોના સરવાળા.

ચોથો ભાગ તે ૦।
બે પા તે ૦॥
ત્રણ પા તે ૦॥।
૦। ને ૦।—૦॥
૦॥ ને ૦।—૦॥।
૦॥। ને ૦। ૧
૦। ને ૦॥—૦॥।
૦॥ ને ૦॥—૧
૦॥। ને ૦॥ ૧।
૦। ને ૦॥। ૧
૦॥ ને ૦॥। ૧।
૦॥। ને ૦॥। ૧॥

પાણોની બાદબાકી

૧—૦॥।=૦।
૦॥।—૦।=૦॥
૦॥—૦।=૦।
૦।—૦।=૦॥
૧—૦।=૦॥
૦॥।—૦॥=૦।
૦॥—૦॥=૦)
૧—૦॥।=૦।
૦॥।—૦॥।=૦)

# ગુજરાતી પહેલી ચોપડી. ભાગ ૧ લો.

## પાઠ ૧ લો. દિવાળી.

| | | |
|---|---|---|
| રાજી=ખુશી | આગણામાં=ચોકમાં | ફટાકડા=ટેટા |
| જરા=થોડું | ગીત=કવિતા | હરખાય=રાજી થાય |
| જમવાનું=ખાવાનું | | |

સાર:—ધનતેરસ, કાળીચૌદસ, દિવાળી ને બેસતા વર્ષનો પડવો એ ચાર દિવસ દિવાળીના ગણાય છે.

સેવ, સંજોરી ને ઘુઘરા ઘઉંના લોટના થાય છે ને પાપડ અડદના લોટના બને છે.

(૧) દિવાળીના દિવસમાં ઘેર ઘેર દીવા થાય છે; ફટાકડા ફડફડ ફુટે છે ને છોકરાં ઘણાં રાજી થાય છે.

## પાઠ ૨ જો. વાર

| | |
|---|---|
| વિષે=સંબંધે | દેવળ=મંદિર |
| સાહેબ લોકો=અંગ્રેજ લોકો | કેડે=પછી |

બોધ:—રવિવારે રજા પાડવાનું કારણ ૭ દિવસ સુધી કામ કરી કંટાળેલાને આરામ મળે. છોકરાઓ પોતાના અભ્યાસમાં પાછળ પડયા હોય તે જરા મહેનત કરી પોતાના સોબતીઓની સાથે થઇ જાય અને મંદિરમાં જવાથી ઇશ્વર ભજન થાય ને ધર્મનું જ્ઞાન મળે છે.

## પાઠ ૩ જો. નિશાળ.

ફુલઝાડ=જે ઝાડ ઉપર ફક્ત ફુલજ આવે છે તે
ખીલી=ઉઘડી
મઝાની=સારી
વેલ=વેલો
છોડ=છોડવો
વાવટા=ધ્વજા
રોજ=હંમેશાં
બેઠક=બેસવાની જગા
ટાંગેલાં=લટકાવેલાં
ઘોડી=જેના ઉપર પાટીઉં મુકવામાં આવે છે

## પાઠ ૪ થો. નિશાળીઆને શિખામણ.

પરોઢીએ=સવારમાં
નીત=દરરોજ
તમામ=બધા
દો=આપો
શિક્ષા=શિખામણ
નીસરી=નીકળી
સમા=જેવા
જ્ઞાન=સમજણ
કદી=કોઇપણ વખત
તજવું=છોડી દેવું
રૂડી=સારી
અંગ=શરીર
હળીમળીને=સંપીને
સંગ=સોબત
નિત્ય=હમેશાં
પેર=પેઠે

દરરોજ સવારમાં ઉઠીને પરમેશ્વરનું નામ લેવું;
પછી દાતણ કરી નાહીને બધા પાઠ કરવા. (૧)
માબાપનું કહ્યું કરવું અને પોતાનાથી મોટા હોય તેમને માન આપવું.
મહેતાજીને બાપ સરખા સમજવા જેથી સારી સમજણ મળશે.(૨)
કોઇ વખત પણ જુઠું ન બોલવું, શરીરેથી આળસ છોડી દેવું.
સંપ સંપીને ચાલવું, ને સારી સોબત રાખવી. (૩)
દરરોજ નિશાળે જવું, ચીત રાખીને ભણવું;
મહેતાજીની શિખામણ માનવી, ને રીતભાત સારી રાખવી. ૧
રમવાની અંદર મન રાખવું નહિ, સારી પેઠે સમજવું;
નિશાળમાંથી નીકળીને સીધું ઘેર જવું. (૨)

## પાઠ ૫ મો. લુગડાં.

| | | |
|---|---|---|
| ધોતલી=પોતીઉ | સુરવાલ=ચોરણી | બધું=સઘળું |
| અંગરખી=અંગરખું | કુળીઆના=શેરીના | |
| જોડીઓ=જોડા | બદન=કબજો | |

સાર—પહેલાના વખતમાં છોકરા ને ધોતીઉ, અંગરખું ને ટોપી એટલાજ લુગડા તેમના માબાપ કરાવતાં પણ હાલ લુગડાંમાં વધારો થઇ અંગરખાને બદલે ખમીશ ને કોટ કોઇ ગંજીફરાક, ખમીશ, જાકીટ ને કોટ વાપરે છે. સુરવાલને બદલે પાટલુન વપરાય છે એટલે છોકરાના લુગડામાં ધોતીઉ, અંગરખું, ટોપી, પાટલુન, કબજો, પહેરણ, ખમીશ, જાકીટ, કોટ ને ગંજીફરાક છે. જ્યારે છોડીના કપડાંમાં ઘાઘરી, ઓઢણી, ચોળી, પોલકું, કાંચળી ને કબજો ચરો છે.

## પાઠ ૬ ઠો. ચોકખાઈ.

| | | |
|---|---|---|
| મેલા=ગંદા | ચોળીને=ઘસીને | ચોકખા=સ્વચ્છ |
| ડીલ=શરીર | અડાય=અડકાય | કે'=કહે |
| મુખડુ=મ્હોં | જગતના=દુનિયાના | નાથ=ધણી |

બોધ—છોકરાઓએ દરરોજ ધોએલા લુગડા પહેરવા. નાહતી વખતે માત્ર શરીર પલાળવું નહિ પણ ખૂબ ઘસી ઘસીને નાહવું. જેથી શરીરનો મેલ જતો રહેશે. મેલા ગંદા છોકરા પાસે કોઇ જતું નથી ને તેને ધીક્કારે છે જ્યારે ચોકખા છોકરાને બધા હેતથી બોલાવે છે.

મારો ઓટલો ચોકખો છે, ઘરનું આંગણું સ્વચ્છ છે;
સ્વચ્છ લુગડાં જોઇને, બધા લોકો ચોકખું છે એમ કહે છે(૧)

મારૂં મ્હોં ચોકખું છે, મારા હાથ ચોકખા છે.

મારા સ્વચ્છ હૃદયમાં દુનિયાના ધણી પરમેશ્વર રહે છે. (૨)

ચોકખું દીલ=પારકાનું સારૂં દેખી રાજી થનારૂં દીલ અને પારકાનું ખરાબ થતું જોઇ દુઃખી થનારૂં દીલ.

## પાઠ ૭ મો. વરસ ગાંઠ.

| | | |
|---|---|---|
| વરસ ગાંઠ=જન્મ દિવસ | ભાણો=દીકરો | તે તો ઉપરજ મંડયો=ફક્ત કંસારજ ખાધા કર્યો. |
| ઝટ=વહેલો | કશાને=કોઈ પણ વસ્તુને | |

## પાઠ ૮ મો. સગાં.

| | | |
|---|---|---|
| કાકા=બાપના ભાઇ | મામા=માનો ભાઇ | મામી=માની બેન |
| કાકી=કાકાની વહુ | મામી=મામાની વહુ | માસો=માસીનો વર |
| ભત્રીજો=ભાઇનો દીકરો | ભાણેજ=બેનનો દીકરો | પીતરાઇ=કાકાના દીકરા |
| ભત્રીજી=ભાઇની દીકરી | ફોઇ=બાપની બેન | ફોઇઆત=ફોઇનાં છોકરાં |
| મોળાઈ=મામાના છોકરાં | મસિઆઇ=માસીના છોકરાં | સાળી=વહુની બેન |
| બનેવી=બેનનો વર | સાળો=વહુનો ભાઇ | કે=અથવા |
| સસરો=વહુનો બાપ | જમાઇ=દીકરીનોવર | દિયર=વરનો નાનો ભાઇ |
| સાસુ=વહુની મા | સાવકા=ઓરમાઇ | |
| દીકરીના સગાં | જેઠ=વરનો મોટો ભાઇ | |
| નણંદ=વરની બેન | ફુઓ=ફોઇનો વર | |

## પાઠ ૯ મો. મા વિષે કવિતા.

| | | |
|---|---|---|
| દેખી=જોઇ | બોકી=બચી | જાત=શરીર |
| હરખાઉં=રાજી થાઉં | બોલ=શબ્દ | લગાર=જરાક |
| ચાંપે=દબાવે | કલોલ=આનંદ | વાર=વખત |
| હાલો=હાલરડું | માડી=મા | નવ=નહિ, ના |
| અપાર=વધારે | આભાર=ઉપકાર | |

માને જોઈ ઘણો રાજી થાઉં, દોડી દોડીને સામે જાઉં;

(ત્યારે તેમને) છાતી સાથે લઇ ચાંપે છે અને બચી કરીને બાથમાં ઘાલે છે.

ખોળામાં લઇ ધવરાવે છે ને પંપાળીને રાજી થાય છે,

મારૂં મ્હો જોઇ ખુશી થાય છે ને (પોતાના) બધાં દુઃખ ભૂલી જાય છે.

પક્ષીઓ જાણે આનંદ કરતાં હોય તેમ મારૂં બોલવું બહુ ગમે છે,

(અને મને) મા સારૂં ખાવાનું આપે છે ને મારા શરીરનું બહુ રક્ષણ કરે છે.

મને જરાક રડતો સાંભળી તે વખતે ગભરાતી દોડે છે,

જો હું હસું અને રમું તો તે ઘણી રાજી થાય છે ને મને ઉંઘાડવાને હાલરડાં ગાય છે.

માંદો પડું છું ત્યારે ઓસડ પાય છે ને મા પેટ ભરીને ખાતી નથી,

હે મા! બધા કરતાં તારૂં હેત વધારે છે હું તારો ઉપકાર ઘણો માનું છું.

પાઠ ૧૦ મો. મોટાંને માન આપવા વિષે.

બાવાજી=બાપા | મોટાંને=વડીલને | પેઠે=રીતે.

બોધ—નમે તે વેરીને વશ કરે એવી આપણામાં કહેવત છે માટે બાળકોએ હંમેશાં વિનયથી રહેવું ભણવું જેટલું જરૂરનું છે તેટલુંજ જરૂરનું વિનયથી રહેવું એ છે. માટેજ વિદ્યાથી વધતો વિવેક એમ કહેલું છે.

## પાઠ ૧૧ મો. ઉજાણી.

| | | |
|---|---|---|
| વાડો=ઘરની પાછ- ળનો ભાગ | બોર | જગાએ=બદલે |
| | દાદીમા=બાપની મા | ખૂબ=પુષ્કળ |
| વિના=વગર | સમજવો=માનવો | |
| ખારેકી બોર=કાચાં | ઠેકાણે=બદલે | |

સાર—પૌંવા ડાંગેરના, ધાણી રાતડીઆની ને જારની ને હળનો લાડુ ઘઉંનો થાય.

બોધ—ઉજાણી કરવાથી બધાની સાથે બેશી જમવાનો આનંદ પડે છે. વાતો ચીતો કરવાથી એક બીજાના વિચારની આપ લે થાય છે ને વાત કરવામાં વિનયનો ઉપયોગ કરતાં શીખાયછે.

## પાઠ ૧૨ મો. હોડીની રમત.

| | | |
|---|---|---|
| તાપ=તડકો | સરત=હોડ | થોભો=ઉભા રહો |
| એકઠા=ભેગા | નબળા=ઉતરતી | ચાલ=રીતભાત |

બોધ—રમતો રમવાથી મન ઉમંગી થાય છે તેમાં પણ નિર્દોષ ર- મતો એટલે બીજાને નુકશાન ન કરે તેવી રમતોથી ઘણો આનંદ થાય છે. રમત રમવાનો વખત સાંજનોજ હોય, સવારમાં પાઠ કરવા, બપોરે નિશાળે જવું ને સાંજે રમવું આ રીતે રમવાથીજ આનંદ થાય છે. આખો દિવસ રમ- નારને આનંદ મળતો નથી.

## પાઠ ૧૩ મો. મોટા મનવાળી છોડી.

| | | |
|---|---|---|
| મઝાનો=સારો | રડતી બંધ થઇ=છા- | નજર કરી=જોઇ |
| ખંડ=ચોળીનો કકડો | ની રહી | આવતી=હવે પછીની |

બોધ—માણેક માસીની ગંગા પેઠે કોઇ પણ વસ્તુ માટે હઠ ન લેતાં મણીની માફક દીલ સાફ રાખી મોટું મન બતાવવું, જે આમ કરે છે તેની વાહ વાહ થાય છે, જે કામ કરવું તે આશા વગર કરવું.

## પાઠ ૧૪ મો.

| | | |
|---|---|---|
| ખમાયા=સહન થયા | સંભાળીને=સાચવીને | ખેલતાં=રમતા |
| ઇજા=પીડા | ભારી=પુશ્કળ | હાણુ=નુકશાન |
| શા માટે=શા વાસ્તે | પ્રાણી=જીવ | |

બોધઃ—છોકરાઓએ જે રમત રમવી તે બીજાને નુકશાન કરતા ન હોવી જોઇએ. આપણી ભૂલથી બીજાને નુકશાન ન થવું જોઇએ કેટલીક વખત છોકરાઓ પોતાનો વાંક બીજા ઉપર ચઢાવે છે આ રીત ખરાબ છે.

રમત ગમત કરતા કોઇ વખત કોઇને નુકશાન કરવું નહિ; ખોટી રીતે રમતાં કોઇ વખત ભારે નુકશાન થાય છે.

## પાઠ ૧૫ મો. પ્રાણી ઉપર દયા રાખવા વિષે.

| | | |
|---|---|---|
| છુંદાય છે=કચરાયછે | તળેથી=નીચેથી | ઢોર=જાનવર |
| કંઇ=કશું | ઇજા=પીડા | કામનાં=ખપનાં |
| સાફ=ચોકખી | નીરવાનું=મુકવાનું | સૌને=બધાને |
| ખીજ્યા=વઢ્યા | વાદ=સરત | છેક તદ્દન |
| ગજા=શક્તિ | પ્રાણી=જીવ | |

બોધઃ—છોકરાઓ ! નાના મોટાં બધાં પ્રાણી ઉપર દયા રાખવી. જીવડાં જેવા પ્રાણીને પણ દુઃખ થાય છે. તે પોતાનું દુઃખ કોઇને કહી શકતા નથી જેથી તેવા પ્રાણી ઉપર જરૂર દયા રાખવી. મનુષ્ય પોતાનું દુઃખ કહી શકે છે જેથી કેટલાક માણસો તે તરફ બેદરકાર રહે છે પણ મનુષ્ય તરફ દયા રાખવી એ માણસની પહેલી ફરજ છે.

## ડીક્ટેશન.

| | | | | |
|---|---|---|---|---|
| અક્ષર | વિષે | ચિત્રો | સેંથી | કર્યો |
| દિવાળી | રવિવાર | ટાંગેલાં | ફળીઆના | ક્યારે |
| ઉઠયાં | દેવળમાં | ચોકઠું | સુરવાલ | આપ્યા |
| સઘળાં | ગુરુવાર | બનાવેલાં | ઓઢણી | ચાડાડયેં |
| લીંપેગુંપે | મુસલમાનના | મઝાની | ચોકખાઇ | વરસગાંઠ |
| સંભેરી | જુમેરાત | ઇશ્વર | ધુળમાં | ઉઠીને |
| આંગણામાં | શનિવાર | જ્ઞાન | રમ્યો | પૂછયું |
| જમવાનું | અઠવાડીઉ | નિત્ય | ચોળીને | મંડયો |
| કારખાનું | રહ્યો | પરોઢીએ | ડીલ | પાન સોપારી |
| લુગડાં | પાટીઉં | આળસ | ઢીલ | ભત્રીજો |
| ફટાકડા | ફૂલ ઝાડ | શિક્ષા | ફોલ્લા | પીતરાઇ |
| કરખાય | ચંપેલી | પાંસરૂં | ધોવડાવવાં | મસિઆઇ |
| ત્રીજો | મહેતાજી | લાગ્યો | ગંદવાડ | ફોઇઆત |
| શુક્રવાર | પાટીઆંની | પહેરેલાં | કવિતા | દૂધભાઇ |
| છેલ્લો | | અંગરખી | શીખવું | વેવાઇ |
| | | | ભાવ્યો | સર્વે |
| કરખાઉં | આશોપાલવ | સઢવાળી | તળાવમાં | કીડીઓ |
| પંપાળી | વધારેલાં | પૂછીશ | ધડાધડ | શક્તી |
| ઉઘાડવા | પૌંઆ | મળ્યો | માર્યાં | તળેથી |
| ત્યાં | ભીંખુ | મઝાનો | પ્રાણીઓ | ફાંફાં |
| બોલ્યો | શેતરંજી | ઇનામમાં | સંભાળીને | વખતસર |
| પ્રમાણે | પાંદડાં | કાંચળી | નુકશાન | |
| કહેવાશે | કુલડીઓ | સમજાવી | દુઃખ | |
| પીરસ્યાં | વહાલાભાઇ | પરીક્ષામાં | રમવું | |
| બન્ને | હોડીઓ | રડાવશે | ખીજ્યા | |
| ઉજાણી | જીત્યો | ફેંકાફેંકી | છુંદાય | |

સમાપ્ત.

## સૂચના.

### અમારે ત્યાંથી થોડા વખતમાં નીચેના પુસ્તકો બહાર પડશે.

૧. ગુ. બીજા ધોરણની નોટ. (આ રાજ્યના નવા ધોરણ પ્રમાણે-તમામ વિષયો સાથે.)
૨. ગુ. ત્રીજા ધોરણની નોટ.
૩. ગુ. ચોથા ધોરણની નોટ.
૪. ગુ. પાંચમા ધોરણની નોટ.
૫. ગુ. છઠ્ઠા " "
૬. હિન્દી ગ્રામર તથા શિક્ષાવળી ભાગ ૧ લાના અર્થ તરજુમાસહ.
૭. હિન્દી શિક્ષાવળી ભાગ ૨ જાના અર્થ તરજુમાસહ.
૮. પ્રશ્નોત્તરરૂપે સૃષ્ટિજ્ઞાન ધો. ૧ લું.
૯. " " " ૨ જું.
૧૦. " " " ૩ જું.
૧૧. " " " ૪ થું.
૧૨. " " " ૫ મું.
૧૩. " " " ૬ ઠ્ઠું.
૧૪. " " " ૭ મું.
૧૫. ભરતખંડનો પ્રશ્નોત્તરરૂપે સરળ ઇતિહાસ ધોરણ ૫ માટે.
૧૬. " " " ધોરણ ૬ માટે.

પત્ર વહેવાર નીચેને સરનામે કરવો:—

વ્યાપારી ઑફીસ.
પેટલાદ. (પ્રાંત વડોદરા.)